# શ્રી ગૌતમગોત્રની કુળદેવી

# શ્રી શકટાંબિકા માતા

卐



શ્રી હેમંતકુમાર ગજાનન પાધ્યા
'સ્વતિકાનંદ'

# શ્રી ગૌતમગોત્રની કુળદેવી

# શ્રી શકટાંબિકા માતા



## શ્રી હેમંતકુમાર ગજાનન પાધ્યા

'સ્વસ્તિકાનંદ'



# ઉષા પ્રકાશન

# USHA PRAKASHAN

Swastika Sadan, United Kingdom

ushaprakashan@aol.com



પ્રથમ આવૃત્તિ

વિ.સં.૨૦૬૭ ઇ.સ.૨૦૧૧

મુલ્ય : ૨૯૯.૦૦ રૂપિયા. પ્રાપ્તિ સ્થાન : www.pothi.com








# સમર્પણ



અમારાં પરમ પુજ્ય

પિતાશ્રી સ્વ. ગજાનન ઈચ્છારામ પાધ્યા

અને

માતુશ્રી સ્વ. લીલાવતીબેન ગજાનન પાધ્યાને



વિક્રમ સંવત ૧૯૭૦-૨૦૪૪



વિક્રમ સંવત ૧૯૭૮-૨૦૬૫



पितृदेवताभ्यो नमः॥





# महर्षि गौतम

त्वेमेव सप्तर्षि च महर्षि त्वमेव । त्वमेव महामुनि च ब्रह्मर्षि त्वमेव ॥
त्वेमेव न्यायसुत्री च धर्मसुत्री त्वमेव । त्वेमेव द्रष्टा च वेदरचिता त्वमेव॥
त्वेमेव कुलगुरु च, गोत्रकर त्वमेव । त्वमेव पितृ च पितामह त्वमेव॥
त्वेमेव वंशज च गौतमगोत्रकृत त्वमेव । त्वमेव सर्वम मम गोत्रदेव ॥

- हेमंत गजानन पाध्या



## श्री शकटांबिका माता

त्वेमेव अंबिका च पार्वती त्वमेव । त्वमेव ईंद्राणी च वैष्णवी त्वमेव ॥
त्वेमेव लक्ष्मी च सरस्वती त्वमेव । त्वेमेव श्रीदेवी च नवदुर्गा त्वमेव॥
त्वेमेव दशविद्या च सप्तमातृका त्वमेव । त्वमेव माता च शक्ति त्वमेव॥
त्वेमेव जगदंबा च शकटांबिका त्वमेव । त्वमेव सर्वम मम कुलदेवी ॥

- हेमंत गजानन पाध्या

# પ્રસ્તાવના

આ ભૌતિક અને પાશ્ચાત્યવાદનાં યુગમાં પાશ્ચાત્ય રંગમાં રંગાયેલાં યુવાનોને આર્યધર્મ, સંસ્કૃતિ, આચાર-વિચાર, રીત-ભાત, આર્યત્વ અને આર્ય ગૌરવની વાતો તેમજ ગોત્ર અને અનુવાંશીકતાનાં વિષય પર ભારતીય પ્રાચીન દિર્ઘદ્રષ્ઠા ઋષિ-મુનીઓ અને વૈજ્ઞાનિકોનાં વિચારો, સિદ્ધાંતો અને તર્ક-વિતર્કો કદાચ હાસ્યાસ્પદ લાગે એ આશ્ચર્યજનક વાત નથી. કારણકે ભારત યા આર્યવર્તની પરદેશી અને પરધર્મી સાત્તાનો અંત આવ્યાં પછી પણ તેની શિક્ષણ પ્રણાલી પશ્ચિમનાં ભણતર ઉપર જ સંપૂર્ણ પણે આધારીત અને અવલંબીત રાખવાની કેટલાંક ભારતીય નેતાઓની મહાન ભૂલને આભારી છે. જેનાં કારણે સ્વતંત્રતા પછી પણ ભારતની નવયુવાન પેઢી માનસિક અને બૌધિક રીતે ગુલામ જ રહી છે. આજ કારણોસર આપણાં યુવાનો ભારતની ભવ્યતા, આર્થિક અને બૌધિક સમૃદ્ધિ, સંસ્કૃતિ, આચાર, વિચાર, સભ્યતા, વિપુલ જ્ઞાન-વિજ્ઞાન અને પોતાનાં માનવીય વૈશ્વિક ધર્મને ભૂલી રહ્યાં છે.

દેખાવમાં ભારતીય અને ચરિત્ર, હૃદય અને મસ્તિષ્કથી પશ્ચિમી બની બેઠેલાં આ યુવાનોને ગોત્ર, કુળદેવી, દેવતા, વંશાવળી, જ્ઞાતિવાદ કે આર્ય ધર્મનાં સિદ્ધાંતોની વાતને સમજ્યાં વગર બકવાસ જેવી લાગે છે. આજે પાશ્ચાત્ય ઉપભોક્તાવાદની જીવનશૈલીમાં રચ્યાપચ્યાં અને બોલીવુડ અને સમાચાર માધ્યમની અશ્લીલતાનાં મહાસાગરમાં ડૂબેલાં આપણાં નવયુવાન યુવતિઓને ગોત્ર અને તેનાં નિયમો, લોહીની સગાઈ, શીલ, શરમ, ચારિત્ર્ય વિગેરેની પડી નથી. તેઓ કામોત્તેજનાને પ્રેમનું બદનામી ભરેલ નામ પ્રદાન હિંદુ સમાજમાં દિવસે વધી રહ્યાં છે. તદોપરાંત ભણેલાં પણ ગણેલાં નહીં એવાં વડિલો પણ પોતાનાં પુત્ર પુત્રીઓનાં વિવાહ આપણાં શાસ્ત્રોમાં બાધ્ય કરેલ થોડાં નજીક યા દૂરનાં લોહીનાં સંબંધમાં જાણ્યે કે અજાણ્યે લગ્નો નક્કી કરી રહ્યાં હોવાનાં ઉદાહરણો પણ વધતાં જાય છે. જે આપણી ભવિષ્યની પેઢી અને આર્યજાતીનાં સ્વાસ્થ્ય, બુદ્ધીમતા અને અસ્તિત્વ માટે ખતરનાક પુરવાર થઈ શકે છે. આવી પરિસ્થિતિમાં આપણાં સમાજને શિક્ષણ આપી જાગૃત કરવાનું દરેક વ્યક્તિનું કર્તવ્ય બને છે. અને એ કર્તવ્યનાં ભાગરૂપે આ પુસ્તકંમાં એ વિષયનો સમાવેશ કરીને તેની સમજ આપવા પ્રયાસ કર્યો છે. આજે મહદ અંશે ભરતનો કહેવાતો શિક્ષિત યુવાસમાજ પશ્ચિમી વિચારધારા, જીવનશૈલી,

રીત-ભાત, ભાષા, ઉપભોક્તાવાદ અને ભોગ-વિલાશનાં આંધળાં અનુકરણને અનુસરીને આપઘાતનાં માર્ગે જઈ રહ્યો છે. આવાં સમયે સંતોએ ધર્મની સાથે સમાજને વિચારશીલ અને વાસ્તવિક બૌધિક માર્ગદર્શન આપી તેમને સમજાવવાની અત્યંત જરૂર છે.
સૈકાઓથી પશ્ચિમની ગૌરવર્ણ પ્રજા પોતાને સર્વ શ્રેષ્ઠ બતાવવાનાં અહંકાર અને અભિમાનમાં પૂર્વની વિચારધારા, જ્ઞાન-વિજ્ઞાન, ધર્મ અને સંસ્કૃતિને વખોડતી, નકારતી અને અપમાનીત કરતી આવી છે. પશ્ચિમી વિજ્ઞાન અને અર્થતંત્રનાં જગાધિપત્યનાં આ યુગમાં પણ સમય બદલાય રહ્યો છે. આજે કેટલાંક પશ્ચિમી વિચારકો, વિદ્વાનો અને વૈજ્ઞાનિકો ભરતીય વિદ્યા, તત્વજ્ઞાન અને વિજ્ઞાનનો સ્વિકાર કરી એને માન્યતા અને સમર્થન આપી રહ્યાં છે ત્યારે ભારતનાં પરતંત્ર કાળથી આજ સુધી માનસીક રીતે પશ્ચિમી બની બેઠેલાં અને પશ્ચિમની આંખેજ બધું જોવા ટેવાયેલાં ભારતનાં વિદ્વાનો, ઈતિહાસકારો, તત્વવેત્તાઓ અને વૈજ્ઞાનિકોની અછત નથી. આવાં ભ્રમિત અને માનસ પરિવર્તનીત લોકો સત્યનો સ્વિકાર ન કરવામાં અને અર્વાચીન ભારતીય ધર્મ, સંસ્કૃતિ. વિજ્ઞાન, સંશોધનો અને વિચારોને ખોટાં વર્ણાવવાં, ધિક્કારવાં, ઉપેક્ષા કરવાં અને ટીકા કરવામાં તેમને કોઈ પણ પ્રકારની શરમ કે લાજ નથી.
પરદેશમાં પાંત્રીસ વર્ષથી વસવાટ કર્યાં પર્યંત તેમજ વિજ્ઞાનનાં અનુસ્નાતક હોવાં છતાં પણ મને એ વાતનો ગર્વ છે કે આર્ય ધર્મ અને તેની સંસ્કૃતિ, પરંપરા, તત્વજ્ઞા્ન, આર્ય વિજ્ઞાન તેમજ આર્ય ધર્મશાસ્ત્રો અને પુરાણો અને વેદો પર મારી આસ્થા અને શ્રદ્ધા અડગ, અટળ અવિરત અને દ્રઢ રહેવાની સાથે દિન પ્રતિદિન પ્રબળ બનતી રહી છે. સમયે સમયે આર્ય ધર્મ, પરંપરા અને સંસ્કૃતિની જાળવણી અને સન્માન માટેનાં કાર્યોમાં યથાશક્તિ યોગદાન અર્પણ કરવાં ઐશ્વર્ય પ્રેરણા પ્રાપ્ત થતી રહી છે. આ પુસ્તક પ્રકાશીત કરવાનો મારો પ્રયત્ન પણ માતેશ્વરી માતા શકટાંબિકાની પ્રેરણા જ હોય શકે એમ મારું માનવું છે.
મારાં સ્વર્ગસ્થ માતુશ્રીનાં અસ્થિ વિસર્જનની વિધી કરવાં ઋષિકેશ જવા માટેની મારી યાત્રા અને ભવિષ્યમાં માતૃગયા શ્રાદ્ધ કરવાની મારી ઈચ્છા મને માતૃગયા શ્રાદ્ધ માટેનાં આ પવિત્ર અને ઐતિહાસિક શહેર શ્રીસ્થળ એટલે  સિદ્ધપુર લઈ આવી. આ ઉપરાંત સિદ્ધપુર એક પૌરાણિક અને અગત્યનું ધાર્મિક સ્થળ હોવાથી અને વિક્રમ સંવત ૧૦૧૦ થી ૧૩૫૦ ની આસપાસ નાં ગાળા દરમિયાન અમારાં પુર્વજોનું વતન અને માતૃભુમિ સિદ્ધપુર હોવાને કારણે મારાં જીવનમાં સિદ્ધપુરની પવિત્ર ભુમિરજને મસ્તકે લગાવવાનો

અને એનાં દર્શન કરવા એક વિશેષ લહાવો તેમજ મહત્તા પણ હતી. મહારાજા મુળરાજ સોલંકીએ એ સમયનાં ભારતનાં ઉત્તર વિભાગના કન્યાકુબ્જ પ્રદેશ તરીકે ઓળખાતાં વિસ્તારમાંથી જે ૧૦૩૭ વિદ્વાન બ્રાહ્મણોને પોતનાં રાજ્યમાં રાજ્યાભિષેક તેમજ રુદ્ર મહાલયનાં ભવ્ય અને વિશાળ મંદિરનાં ખાતમુહૂર્ત અને પ્રાણપ્રતિષ્ઠાની ધાર્મિવિધિ કરવા માટે આમંત્રિત કર્યાં હતાં. આ વિવિધ ગોત્રનાં બ્રાહ્મણ પરિવારોને મહારાજા મુળરાજદેવે દાન દક્ષિણામાં દ્રવ્ય સાથે ગામો પણ આપીને પોતાનાં રાજ્યમાં વસવાટ કરવા વિનંતી કરી હતી. જેનો આ બ્રાહ્મણ પરિવારોએ સહર્ષ સ્વિકાર કર્યો હતો. આ રીતે પશ્ચિમ ભારતમાથી સિદ્ધપુર આવી ને વસેલાં અમારાં ગૌતમ ગોત્રનાં પાધ્યા પરિવારનાં પુર્વજોનું મુળ વતન હોવાને કારણે એ સ્થળ જોવાની મહેચ્છા મારાં અંતરનાં ઉંડાણમાં હંમેશાને માટે ધબકતી હતી. આશ્ચર્યની વાત તો એ છે કે ત્રેવીશ વર્ષ ભારતમાં રહ્યાં છતાં, ભારતની ચારે દિશાઓમાં પરિભ્રમણ કરવાં છતાં, પોણાં ભાગની પૃથ્વિનું પરિભ્રમણ કરવાં છતાં અને મારાં જીવનનાં સત્તવન વર્ષ સુધી સિદ્ધપુર જોવાનું અહોભાગ્ય મને પ્રાપ્ત થઈ શક્યું ન હતું. કહેવત છે ને કે '' ધરતી જ્યારે તમને બોલાવે છે ત્યારે જ ત્યાં જઈ શકાય છે.''

સિદ્ધપુરમાં એક યુગનાં સુંદર સુશોભિત અને ભવ્ય સહસ્ત્ર શિવલીંગનાં '' રુદ્ર મહાલય'' અથવા રુદ્રમાળ મંદિર કે જેની ભવ્યતાને નિહાળવાં અને જેની પ્રાણપ્રતિષ્ઠા કરાવવામાં અમારાં પુર્વજો સહભાગી અને અહોભગ્ય હતાં એ ભવ્ય મહામંદિર ને વિધ્વંશીત હાલમાં નિહાળી અત્યંત શોક અને દુઃખની લાગણી અનુભવી. તલવારની ધાર પર ધર્મનાં નામે અમાનવીય અત્યાચારો, નિર્મમ હત્યા અને અન્ય ધર્મોનાં દેવાલયોનો વિનાશ કરનારાં કટ્ટરવાદી, ઘાતકી અને આતંકી ઈસ્લામ ધર્મ, એનાં મુસલમાન અનુયાયીઓ તેમજ બાદશાહ અલ્લાઉદ્દિન ખીલજી અને અન્ય મુસ્લીમોનાં આ ક્રૂર, દાનવી, પિશાચી અને વિનાશક દુશકૃત્યને પ્રત્યક્ષ જોઈને અત્યંત આઘાત સાથે દુઃખ અનુભવ્યું. આંખોંમાં અશ્રુબિંદુ સાથે ક્રોધની જ્વાળા પણ ભભુકી ઉઠી જે સ્વાભાવિક હતું. ઈસ્લામનાં આતંકનો ૭૦૦ વર્ષ પહેલા ભોગ બનેલ આ વિશાળ ભવ્ય રુદ્ર મહાલયનાં ખંડેર મંદિરનાં એક ભાગમાં નાનકડી ખંડેર દેરીમાં બિલ અને પુષ્પ આચ્છાદિત કુળદેવતા ભગવાન શંકરનાં લીંગનાં અસ્તિત્વને નિહાળીને એ સાંત્વન અનુભવ્યું કે ઈસ્લામનો આતંક આર્ય કે સનાતન ધર્મનો સર્વનાશ કરી શક્યો નથી અને ભવિષ્યમાં કદીએ કરી શક્વાનો નથી. ભગવાનનાં સહસ્ત્ર શિવલીંગમાંના એક શિવલીંગનાં, ૧૦૦૦ વર્ષ પર્યંત એક ઔદિચ્ય

સહસ્ત્ર બ્રાહ્મણોનાં ગૌતમગોત્રનાં વંશજ તરીકે ભાવવિભોર દર્શન કરીને બિલીપત્ર અર્પણ કરતાં ધન્યતા અનુભવી, પ્રાર્થના કરતાં મારાં મનમાં એક જ વિચાર ઉદભવ્યો કે શ્રી સોમનાથ મહાદેવનાં મંદિરની જેમ આ ''રુદ્રમહાલય'' મંદિરનો પુનરુદ્ધાર ક્યારે થશે ?

ઈસ્લામ ધર્મને '' શાંતિનો ધર્મ '' છે એમ કહેનારાં વિશ્વનાં સ્વાર્થી અને જુઠ્ઠાં રાજનેતાઓ અને બીજાં ધર્માચાર્યોએ એવાં નિવેદનો કરતાં પહેલાં ''કુરાન' ને વાંચવું ને સમજવું જોઈએ રુદ્રમહાલય જેવાં અનેક મંદિરો, સ્તુપો, દેવળો, સિનાગોગ, દહેરાસરો, અગ્યારિઓ પર ઇસ્માલ ધર્મે સર્જેલ વિનાશનાં દ્રશ્યને પ્રત્યક્ષ નજરે નિહાળવાં જોઈએ.

સિદ્ધપુરમાં પહોંચ્યા બાદ અમારાં કુળગોરને શોધી તેમની પાસે અમારાં કુટુંબની વંશવળીની નોંધ ચોપડામાંથી શોધી કાઢી. આ ઉપરાંત અમારાં ગૌતમ ગોત્રનાં કુલદેવી શ્રી શકટાંબિકા માતાનું મદિર ક્યાં આવ્યું છે તેની પણ તપાસ કરી. તપાસ કરતાં એ માહિતી પ્રાપ્ત થઈ કે અમારાં ગૌતમગોત્રી પાધ્યા કુટુંબનાં કુલદેવી માતા શ્રી શકટાંબિકાજીનું મંદિર સિદ્ધપુરથી આઠ કિલોમીટર પર આવેલાં પુર્વે પુષ્પાદર અને હાલમાં પસવાદળનાં નામે ઓળખાતાં ગામમાં આવેલ છે. માહિતીને આધારે સ્નેહીજનો સાથે હું પ્રથમવાર માં શકટાંબિકા અને ગૌતમ ગોત્રનાં સ્થાપક મહર્ષિ ગૌતમનાં દર્શનાર્થે પસવાદળ ગામે પહોંચ્યો. માતાજીનાં આ નાનકડાં ભવ્ય મંદિરના, પ્રવેશદ્વારમાં પગ મુકતાં જ એક દિવ્ય અનુભૂતિ અનુભવી. મંદિરમાં આધ્યશક્તિ અંબામાતાનાં શકટાંબિકા રૂપે વિરાજમાન ભવ્ય મૂર્તિનાં શ્રદ્ધા પુર્વક ભાવ વિભોર મને પ્રથમ વાર દર્શન કરી અમે ધન્ય થયાં. માતા શકટાંબિકા અમારાં કુળદેવી હોવાથી અમારાં પાધ્યા પરિવારમાં દર વર્ષે નવરાત્રીમાં જગધાત્રી માતા અંબિકાનું નવદુર્ગાનાં સ્વરૂપે નવ દિવસ જ્વારાં વાવીને ઘટ સ્થાપના કરી શાસ્ત્રોક્તરીતે દશ દિવસ પુજા, પાઠ, સંધ્યા તેમજ દુર્ગાષ્ટમીનાં દિવસે હવન કરી દશેરાને દિવસે ઉસ્થાપન વિધિ કરવામાં આવે છે. જેનો અણમોલ અને અપુર્વ લાભ શીશુકાળથી માણ્યો હતો પરંતુ માતા શકટાંબિકાને એમનાં સ્થાને જઈને દર્શન કરવાનું અહોભાગ્ય પ્રાપ્ત થયું ન હતું આથી આ પ્રસંગ મારાં જીવનમાં અત્યંત અગત્યનો અને આનંદમય હતો. માતાજીનાં આ મંદિર સમક્ષ પટાંગણમાં વિરાજેલ અમારાં આદિપુર્વજ સપ્તર્ષિ ગૌતમનાં દર્શન કરી પરમાનંદ પ્રાપ્ત કર્યો. સિદ્ધપુર અને પસવાદળની મારી આ પ્રથમ યાત્રાનો શુભ પ્રસંગ મારાં જીવનમાં અદભુત, આધ્યાત્મિક, ચમત્કારીક અને ચીરસ્મરણીય બની રહ્યો.

ભારતની યાત્રા પુરી કરી સંસ્મરણોને સાથે લઈને ચૈત્રમાસનાં પહેલાં અઠવાડિયામાં ઈંગ્લંડ પાછો ફર્યો. અહીં આવ્યાં બાદ અમારાં પાધ્યા કુટુંબની આરાધ્ય કુળદેવી શકટાંબિકા માતા પ્રત્યેની મારી આસ્થા અને શ્રદ્ધા દિવસે દિવસે વધુને વધુ પ્રબળ બનવાં લાગી જેની સાથે મારાં મનમાં માતાજી પ્રત્યેની પ્રેમાળ ભક્તિભાવનાનાં શબ્દો પણ સ્વાભાવિક રીતે જ મારાં અંતરમાં ગુંજવા લાગ્યાં અને આ વર્ષે નવરાત્રી દરમિયાન માતાજીની પ્રેરણારૂપ એ શબ્દોને ભજન, ગીત, ગરબા, આરતી અને ધૂન સ્વરૂપે લખવાની દૈવી પ્રેરણા પ્રાપ્ત થઈ. મારાં હ્દયનાં ઉંડાણમાંથી વહી નિકળેલી આ શકટાંબિકા માતા પ્રત્યેનાં ભક્તિભાવની કૃતિઓની સંખ્યા દિનપ્રતિદિન વધતાં તેને આધ્યશક્તિ માતા શકટાંબિકાનાં મહાત્મ્ય, મહર્ષિ ગૌતમ અને ગોત્રની માહિતી સાથે ઔદીચ્ય બ્રાહ્મણો, સિધ્ધપુર અને રુદ્રમહાલયનાં ઈતિહાસનાં વિષયને આવરી લેતાં એક પુસ્તક રૂપે તેને પ્રકાશિત કરવાની એક દિવ્ય પ્રેરણા જાગી. માતાજીની આ દિવ્ય પ્રેરણા અને આશિર્વાદની ફળશ્રુતિ સ્વરૂપે આ પુસ્તકને આદ્યશક્તિ માતા શકટાંબિકાનાં પાવન ચરણકમળોમાં શાષ્ટાંગવત પ્રણામ સાથે અર્પણ કરતાં પરમાનંદ સાથે ધન્યતા અનુભવું છું. હું અંતઃકરણપુર્વક આશા રાખું છું કે આ પુસ્તક ગૌતમગોત્રનાં સ્નેહીજનો માટે માં શકટાંબિકા પ્રત્યેની તેમની અતુટ આસ્થા, શ્રદ્ધા અને ભક્તિમાં વધારો કરવાં સહાયરૂપ બની રહે અને આપણી હાલની અને આગંતુક નવયુવા પેઢીને આપણાં ગોત્ર અને આપણી કુળદેવી વિષે માહિતી પુરી પાડવામાં અને આપણાં ઔદીચ્ય સહસ્ત્ર બ્રાહ્મણ સમાજમાં નવચેતન અને નવજાગૃતિ ફેલાવવામાં મદદરૂપ નિવડે. અંતમાં હું અપેક્ષા રાખું છું કે આપણાં ગૌતમગોત્રીઓ તેમજ ઐદીચ્ય સહસ્ત્ર બ્રાહ્મણ સમાજનાં ભાઈઓ, બહેનો અને બાળકો આ પુસ્તકને પ્રેમપુર્વક આવકારશે.

**" સ્વસ્તિક સદન "** **-- હેમંતકુમાર ગજાનન પાધ્યા**

**યુનાઈટેડ કિંગ્ડમ** **' જય શકટાંબિકે નમઃ '**

**ચૈત્ર પ્રતિપદા, ગુડિપડવો,** **' જય ગૌતમઋષિભ્યો નમઃ'**

**શ્રી શાલીવાહન શકે ૧૯૩૪**

**વિક્રમ સંવત ૨૦૬૭**

SacredSwastika@aol.com











|| શ્રી શકટામ્બીકા પ્રસન્નાસ્તુ ||

ॐ

ब्रह्मणे पुण्यश्लोकाय गोत्रप्रवर्तकाय च |

तेजः पुंजाय ब्रह्मर्षि गौतमाय नमो नमः ||

બ્રહ્મરૂપી પુણ્યશ્લોક અને ગોત્રપ્રવર્તક |

તેજના પુંજ બ્રહ્મર્ષિ મુનિ ગૌતમને નમઃ ||

અમારા ગોત્રપ્રવર્તક મહર્ષિ ગૌતમમુનિ અહીં સાકાર બ્રહ્મસ્વરૂપે બિરાજયા છે. સં.૨૦૬૪ મહા સુદ-૭ ને બુધવાર તા. ૧૩-૨-૨૦૦૮.

# અનુક્રમ

# ગોત્ર શું છે ?

ગોત્ર શબ્દનો શબ્દપ્રયોગ સાત મહાન સપ્ત ઋષિઓનાં વંશજોની અનુવાંશિક વંશાવળીની ઓળખ માટે ઉપયોગમાં લેવાતો સંસ્કૃત શબ્દ છે. ગોત્રનો અર્થ વંશ, વંશજ, પૂર્વજ, પૂર્વિક, પૂર્વજન અને પિતૃ એવો થાય છે. પાણિનીની વ્યાખ્યા અનુસાર **'अपत्यम पौत्र प्रभ्रति गोत्रम ।'** જેનો અર્થ પુત્રથી પુત્રનો પરંપરાગત કે પેઢી દર પેઢીનો વંશ. ગોત્ર એક એવી પિતૃ પેઢી અનુસરીત પ્રથા છે જે જીવનશાસ્ત્રનાં વંશસૂત્રીય સિદ્ધાંતો પર આધારીત પદ્ધતિ તરીકે આ આધુનિક વિજ્ઞાનનાં યુગમાં આપણે આલેખી શકીએ છીએ. ગોત્ર પ્રથામાં સમાજનાં દરેક વિશેષ ગણ યા જુથનાં લોકોનો સમુહ એકજ પ્રકારની અનુવાંશિક પેઢીમાં જન્મેલાં હોય છે અને તેમનાં સર્વ અનુવાંશિકગુણોનો વારસો તેમને એકજ સામાન્ય પુર્વજ અથવા પુર્વજો તરફથી પ્રાપ્ત થયો હોય છે. ગોત્ર પદ્ધતિનું સ્થાપન વ્યક્તિનાં પુર્વજોની ઓળખ જાળવી રાખવાનાં આશય અને ઉદેશ્યથી કરવામાં આવી હશે જેથી પેઢી દર પેઢીનાં વંશજો પોતાની અનુવાંશીક ઓળખથી માહિતગાર રહે અને પિત્રુઓનું સ્મરણ કરી તેમને અંજલી પણ અર્પણ કરી શકે. આર્યોની આ ધાર્મિક અને સામાજિક વ્યવસ્થામાં પ્રાચિન કાળથી પેઢી દર પેઢી આવાં સામાન્ય અનુવાંશિક ગુણો ધરાવતાં વંશજો અથવાં એકજ લોહીની સગાઈ ધરાવતાં ગણસભ્યો કે સગોત્રીઓ વચ્ચે લગ્ન યા વૈવાહિક સંબંધ બાંધવા પર પ્રતિબંધનો કડક નિયમ બનાવવામાં આવ્યો છે. સગોત્રીઓ વચ્ચેનાં અપવિત્ર અને અવ્યવહારીક લગ્નસંબંધને ટાળવાં અને ઉતરતી અને અધમ ગુણવત્તાની સવર્ણશંકર પ્રજોત્પત્તિને રોકવાનાં ઉદેશ્યથી ગોત્રપ્રથા બનાવવામાં આવી છે.

ગોત્ર પ્રથા પિતૃવંશીય અવલંબીત અને આધારીત હોવાં છતાં આ નિયમ માતૃવંશને પણ મહદ અંશે લાગુ પડે છે. ગોત્ર વિષયમાં સ્ત્રીઓનું સ્થાન પુરુષોનાં સ્થાન કરતાં થોડું અલગ છે. સ્ત્રીઓ પુરુષોની માફક લગ્નસંબંધી વિષયમાં પોતાનાં પિતાનાં ગોત્રની ઓળખ વારસામાં પ્રાપ્ત કરે છે. લગ્નપર્યંત પણ સ્ત્રીનું મૂળગોત્ર તો તેનાં પિતાનું જે ગોત્ર હોય તેજ ગોત્ર ગણાય છે કારણકે સંતતિનું ગોત્ર પિતા તરફથી મળતાં અનુવાંશીક ગુણો પર આધારીત પ્રથા હોવાથી તે બદલાતું નથી પરંતુ પોતાનાં પતિ સાથે ધાર્મિક ક્રિયા કર્મકાંડ કરતી વખતે પોતાનાં પતિનાં ગોત્રને તેણે દત્તક લઈને અપનાવવાનું હોય છે. સપ્તપદીનાં કેટલાંક પુસ્તકોમાં એવો ઉલ્લેખ કરવામાં આવ્યો હોય છે કે સપ્તપદીનો

સાતમો ફેરો ફરી રહ્યાં બાદ નવોઢા તેનાં પતિનાં ગોત્ર અને પિંડને અપનાવે છે અને તેનાં માતાપિતા સાથેનાં સંબંધો અને તેમનાં ગોત્રથી છુટી પડે છે. આવાં વિધાનો પાછળથી સપ્તપદીની મહત્તા વધારવાં માટે લખાયાં હોય એવું દ્રષ્ટિગોચર થાય છે.

ધાર્મિક, સામાજીક, વ્યવહારિક અને વૈજ્ઞાનિક કારણોસર પોતાનાં ગોત્રની કોઈ પણ વ્યક્તિ સાથે લગ્ન પ્રતિબંધનો આ આર્યધર્મ વ્યવસ્થાનો હજારો વર્ષ પુરાણો કાયદો અને એની પાછળ છુપાયેલા ગંભીર સિદ્ધાંતોને આજનો વૈજ્ઞાનિક યુગ પોતાની શોધખોળો બાદ માન્યતા આપવાં લાચાર બન્યો છે. ગોત્રપ્રથા આજે પણ ભારત, નેપાળ, શ્રીલંકા, થાયલેન્ડનાં બ્રાહ્મણોમાં અત્યંત પ્રચલીત અને કાર્યરત છે. તેમ છતાં ગોત્રની પરિભાષા અને નિયમનાં મૂળભૂત સિદ્ધાંતમાં ઝાઝા તફાવત વિના થોડાં ફેરેફારોની શક્યાતા જરૂર અસ્તિત્વ ધરાવે છે. લગ્ન વિષયક આ ગોત્રપ્રથાને આંતરજ્ઞાતિલગ્ન તેમજ જાતીય અથવા વર્ણપ્રથા સાથે જોડવી એ મહાન ભૂલ ભરેલ છે કારણકે આવી પ્રથા વર્ણશંકર પ્રજોત્પત્તિનાં સિદ્ધાંત પર આધારીત છે જ્યારે ગોત્ર પ્રથા વંશાવલી અને અનુવાંશીક્તાનાં સિદ્ધાંતપર અવલંબે છે. ગોત્ર એ દરેક વર્ણનાં તેજોર્મય જ્ઞાનની વંશ પરંપરાગતની એવી શૃંખલા છે જે વંશની પેઢી દર પેઢીનાં જ્ઞાનને ભવિષ્યનાં વંશજોમાં પ્રસરાવી સમાજ અને વિશ્વનું કલ્યાણ કરવાનો ધ્યેય પણ સમાયેલો છે.

મહર્ષિ બૌધાયણે ગોત્ર શબ્દની વ્યાખ્યા નીચેનાં શ્લોકમાંમાં આપી છે.

**विश्वामित्रो जमदग्निर्भरव्दाजोऽथ गौतमः ।**

**अत्रिर्वसिष्ठः कश्यप इत्येते सप्त ऋषयः ॥**

**तेषां सप्तर्षिणामगस्त्याष्ट मानां यदपत्यं तद् गोत्रमुच्यते ।**

**गोत्राणां तु सहस्राणि प्रयुतान्यर्बुदानि च ॥**

જેનો ભાવાર્થ એ થાય છે કે, ''વિશ્વામિત્ર, ભરદ્વાજ, ગૌતમ, જમદાગ્નિ અત્રી વશિષ્ઠ, કશ્યપ નામનાં સપ્તર્ષિઓ તેમજ આઠમાં પદપત્ય અગસ્ત્ય ઋષિનાં વંશજોની વંશાવળીને ગોત્ર તરીકે ઓળખવામાં આવે છે.'' આવાં પ્રકારનાં ગોત્રો અને ઉપગોત્રોની સંખ્યા એક હજાર કરતાં પણ વધારે છે.

ગોત્રસ્થાપક વિદ્વાન મહર્ષિઓને ગોત્રકૃત, વંશ્ય, વંશસ્ત્રષ્ટા, વંશસર્જક જેવાં વિવિધ ઉપનામોનો શબ્દ પ્રયોગ કરીને પણ સંબોધિત કરવામાં આવ્યાં છે. મૂળભૂત સપ્તર્ષિઓનાં નામ (૧) મરિચી (૨) અંગીરસ (૩) અત્રી (૪) પુલસ્ત્ય (૫) પુલર (૬)

કેતુ (૭) વશિષ્ઠ છે જે પ્રથમ મન્વાંતરનાં સપ્તર્ષિઓ છે. જેમની ગણનાં મુખ્ય સપ્તર્ષિઓમાં કરવામાં આવે છે. આ સપ્તર્ષિઓનાં વંશમાં કાળાંતરે અન્ય વિદ્વાન અને સુપ્રસિદ્ધ વંશજો કે ગોત્રીઓ અવતર્યાં. જેમણે સ્વયં પોતાનાં અને પોતનાં ગોત્રનાં નામને ઉજ્વળ કરી યશ, કીર્તિ, સન્માન અને બહુમાન પ્રાપ્ત કર્યાં. આદિ સપ્તર્ષિઓનાં આવાં વંશજ સુપ્રસિદ્ધ મહર્ષિઓએ સમય સમયે પોતાનાં નામનાં અલગ ગોત્રોની સ્થાપના કરી. આવાં ગોત્રોની સ્વતંત્ર ઓળખ હોવાં છતાં તે ગોત્રો તેમના પ્રારંભિક જનકગોત્રોમાં સમાવેશ કરી તેમની ગણતરી મૂળગોત્રની છત્રછાયામાં એક સદસ્ય તરીકે માન્યતા આપવામાં આવી. ઉદાહરણાર્થે નવનિર્મિત ગૌતમ, કપી, બોધ વિગેરે ગોત્રની ગણના ગૌત્રજનક સપ્તર્ષિ અંગીરસમાં કરવામાં આવે છે. આવાં સગોત્રી ગોત્રસર્જક સભ્યોનાં સમૂહને ગોત્રગણ તરીકે ઓળખવામાં આવે છે જેવી રીતે ગૌતમગોત્ર, પુલસ્ત્યગોત્ર, પુલર, ભરદ્વાજગોત્ર, જમદાગ્નિગોત્ર, અત્રીગોત્ર, વશિષ્ઠગોત્ર વગેરે વગેરેનો એક ગણ છે. દરેક ગોત્ર તેમનાં ગોત્રમહર્ષિઓનાં નામથી ઓળખાય છે. આ રીતે સર્વ બ્રાહ્મણોની સાત સપ્તર્ષિઓમાંનાં અને આઠમાં અગત્સ્ત્ય ઋષિ તેમજ અન્ય ગોત્રગણનાં મહર્ષિઓમાનાં એક વંશજ મહર્ષિના નામનાં ગોત્ર તરીકે ગણના થાય છે. દરેક મનુનાં જીવનકાળ અથવા મન્વંતરમાં સપ્તર્ષિઓનાં નામની યાદીમાં તેમનાં નામોની ફેર બદલ થતી રહે છે. વિવિધ મન્વંતરોમાં સપ્તર્ષિઓ ગોત્રગણનાં નવાં મહર્ષિઓનાં નામોનો ઉમેરો કરીને દરેક મન્વાંતરોનાં સપ્તર્ષિઓ તરીકે નિયુક્ત કરવામાં આવે છે. સૃષ્ટિનાં સર્જનથી હાલનાં ચાલુ મન્વંતર સુધી સાત મન્વંતરો થયા છે. જેનાં સપ્તર્ષિઓં યાદી નીચે મુજબ છે.

**પ્રથમ મન્વંતર : સ્વયંભૂ મનુ**

(૧) મરિચી (૨) અંગીરસ (૩) અત્રી (૪) પુલસ્ત્ય (૫) પુલહ (૬) ક્રતુ (૭) વશિષ્ઠ

**બીજું મન્વંતર : સ્વરોચિશા મનુ**

(૧) ઉર્જા (૨) સ્તંભ (૩) પ્રાણ (૪) દત્તોલી (૫) ઋષભ (૬) નિશ્ચર (૭) અર્વરીવત

**ત્રીજું મન્વંતર : ઉત્તમી મનુ**

(૧) મીતા (૨) કૌકુંદીહી (૩) કુરુંદી (૪) દળયા (૫) શંખ (૬) પ્રવહિતા (૭) સમ્મીતા

**ચોથું મન્વંતર તમસ મનુ**

(૧) જ્યોતિર્ધમ (૨) પ્રીથુ (૩) કવ્ય (૪) ચૈત્ર (૫) અગ્નિ (૬) વનક (૭) પીવર

**પાંચમું મન્વંતર : રૈવત મનુ**

(૧) હિરણ્યરોમ (૨) વેદશ્રી (૩) ઉર્ધબાહુ (૪) વેદબાહુ (૫) સુધામન (૬) પ્રજન્ય (૭) મહામુનિ

**છઠ્ઠું મન્વંતર : ચક્ષુશા મનુ**

(૧) સુમેધસ (૨) વિરાજસ (૩) હવિષ્મત (૪) ઉત્તમ (૫) મધુ (૬)અભિનામન (૭) સહિષ્ણુ

**સાતમું મન્વંતર( વર્તમાન કાળનું) : વૈવસ્તુ મનુ**

(૧) કશ્યપ (૨) અત્રી (૩) વશિષ્ઠ (૪) વિશ્વામિત્ર (૫) ગૌતમ (૬) જમદાગ્નિ

(૭) ભરદ્વાજ

**આઠમું મન્વંતર (ભવિષ્યનું) સવર્ણી મનુ**

૧) દિપ્તીમત (૨) ગલવ (૩) રામ (૪) ક્રિપા (૫) દ્રૌણી (૬) વ્યાસ (૭) રિષ્યશ્રીંગા

**ગોત્રોની યાદી** – અગત્સ્ય, અત્રેય[અત્રી], અલમ્બણ, અંગીરસ, બલી, બક્ષી, ભલ્કી, ભરદ્વાજ, ભાર્ગવ, ભાનોત, ચંદ્રત્ર, ચરોર,ચીબ્બર, ચિકિતસ, ચ્યવન, દલભ્ય, દંડોતીયા, દર્ભસ, દેવગુણ, ધનંજય, ગલ્વસય, ગાર્ગ, ગૌતમ, ગર્ધેયસ, ગૌભિલ્ય, હરીત/હરીતસ, જમદાગ્નિ, કાલબોધન/કાલ્બૌધ, કામકાયણ વિશ્વામિત્ર, કપીલ, કૌશીક, કશ્યપ, કૌંદિન્ય, કૌષ, કૌશલ, કત્યાયણ, કુત્સ, લખી, લોહીત, લોમશ, મૈત્રેય/મૈત્રી, મંડવ્ય, મૌન ભાર્ગવ, મતંગ, મુડ્ગલ/મૈડ્ગલ્ય, મુંજ્હલ, નૈદ્રવક્ષ્યપ,નૃસિંહદેવર, પરશાર, પૌર્ગુસ્થ, પોલીસ્ત્ય, રોહિણ્ય,સન્ગર, સંકૃથી, સાંક્યાનસ, સાંક્યાયનસ, સથમર્શણ, શાંડિલ્ય, સાવર્ણ, સોમ્નસ્સેર,સોરળ, શ્રીવત્સ, સુમર્કાંત, સુર્યધ્વજ, તુન્નૈત, ઉપાધ્યાય, ઉપમન્યુ, વદુલ, વાલ્મિકી, વશિષ્ઠ, વત્સ, વીતહવ્ય, વિષ્ણુ, વસુદેવ, વિષ્ણુ વર્દસ, વિશ્વામિત્ર અને યસ્ક વગેરે.

દિર્ઘદ્રષ્ટા મહર્ષિઓએ ગોત્ર સંબંધિત કેટલાંક કડક નિયમો બનાવ્યાં હતાં જે નિયમો સામાજીક, ધાર્મિક, વ્યવહારિક અને વૈજ્ઞાનિક દ્રષ્ટિ અને કારણોને લક્ષમાં રાખીને ઘડવામાં આવ્યાં હતાં. જેમાંનાં કેટલાંક મુખ્ય અને અગત્યનાં નિયમો નીચે પ્રમાણે છે.

(૧) એક ગોત્રમાં જન્મેલ સ્ત્રી પુરુષ એટલે સગોત્રીઓ વચ્ચે લગ્ન કરવાં પર સંપુર્ણ પ્રતિબંધ.

(૨) વંશજ વિનાનાં વ્યક્તિનો વારસો તેમનાં ગોત્રનાં વંશજને મળવાનો અધિકાર

(૩) મૃતાત્મા પિતૃનાં શ્રાદ્ધની કર્મવિધી કરનાર કર્મકાંડી બ્રહ્મણ યજમાનનો સગોત્ર ન હોવો જોઈએ

(૪) અંત્યેષ્ઠી વિધીમાં અગ્નિસંસ્કાર કરવાં પહેલાંની (ઉઠમણાંની) વિધીમાં મૃતદેહ પર અથવા મુખમાં ગંગાજળ અર્પણ કરતાં ગોત્રનું નામ ઉચ્ચારવું જોઈએ.
(૫) બાળકનાં મુંડન યા બાબરીનાં નામે ઓળખાતાં ચૌલકર્મ સંસ્કાર વિધીમાં વાળનો એક નાનો ગુછ માથા પર દરેક વ્યક્તિનાં ગોત્રાને કુટુંબની પરંપરા મુજબ માથા પર રાખવો.
(૬) દરેક ધાર્મીક વિધીઓ, સંસ્કારો સંધ્યા અને પૂજા વખતે પોતાનાં ગોત્ર, પ્રવર, શાખા, વેદ, કુળદેવી,કુળદેવતા વિગેરેને ઉચ્ચાર કરી યાદ કરવાં. .
(૭) વેદોએ નિયુક્ત કરેલ વિધીઓ કરતાં યજમાને ગોત્ર, પ્રવર અને પિતૃઓનાં નામ બોલવાં.
(૮) ગોત્રનાં પ્રવર રૂષિઓનાં વંશજો કે જેમણે પોતાનાં સ્વતંત્ર ગણ ગોત્ર સ્થાપ્યાં હોય તો તેંમનાં વંશનાં સંતાનો વચ્ચેનાં લગ્ન પણ મૂળભૂત એકજ વંશનો સમાન લોહીનો વારસો હોવાથી તેને પ્રતિબંધીત આલેખવામાં આવ્યાં છે. ઉદાહરણાર્થે અંગીર, સુચવો, ઉતથ્ય, અને ઉર્જા ઋષિઓનાં વંશનાં ગોત્રીસભ્યો વચ્ચે એક બીજા સાથે લગ્ન કરવાં પર પ્રતિબંધ છે.

લગ્ન વિષયક નિયમ સિવાયનાં અન્ય નિયમો પાછળ અગત્ય અને મહત્વનો ઉદ્દેશ એ જણાય છે કે દરેક વ્યક્તિ પોતાના વંશ ગોત્રની ઓળખની ચીર સ્મૃતિ રાખે અને પોતાનાં પિતૃઓયાદ કરતાં રહે. તદોપરાંત, પોતાનાં ગોત્રની અને પિતૃઓનાં નામની માહિતીને પેઢી દર પેઢી પસાર કરતી રહે અને નવયુવા પેઢીને વંશાવળીની માહિતીથી માહિતગાર કરતાં રહે.

આજનાં આ પાશ્ચાત્યકરણનાં યુગમાં મહદ અંશે સ્વછંદી અને અર્વાચીન બનેલાં અને પશ્ચિમનું આંધળું અનુકરણ કરવાં ટેવાયેલાં આપણાં નવયુવાન અને નવયુવતીઓમાં આર્યધર્મ, સંસ્કૃતિ અને પરંપરાનાં અને સગોત્રીઓ વચ્ચે એટલે એક જ વંશમાં જન્મેલ સ્ત્રી પુરુષ વચ્ચે લગ્ન કરવા પર પ્રતિબંધનાં નિયમને કે આપણાં સમાજનાં અન્ય રીતરિવાજો નાં હેતુ અને પ્રમાણને જાણ્યા અને સમજ્યાં વગર તેનો વિરોધ કરવાની કે વખોડવાની એક આંધળી પ્રથા પડી ગઈ છે. ભારતમાં આજે ધાર્મિક, સામાજીક અને વ્યવહારીક વિષયોમાં પશ્ચિમનાં આંધળા અનુકરણ તેમજ પાશ્ચાત્ય સંસ્કૃતિનાં ગાંડા અનુકરણ અને પ્રભાવને કારણે સ્વતંત્રતા અને વૈશ્વિકરણની આડમાં વ્યક્તિગત સ્વાતંત્ર્ય પરિવર્તન લાવવાનાં બહાને પશ્ચિમી દેશો અને તેમનો ધર્મ ભારતમાં એક ઘોર શડયંત્ર

કરવાં કાર્યરત બન્યું છે. આપણાં રીતરિવાજો, ધાર્મિક માન્યતાઓ અને ધાર્મિક તેમજ સામાજીક નિયમો અને પ્રથા સામે બંડ પોકારવાં સમાચાર માધ્યમો દ્વારાં એક આયોજીત અને સુનિશ્ચિત શડ્યંત્ર શિક્ષીત નવયુવાન અને યુવતીઓને ગેરમાર્ગે દોરીને તેમને પ્રોત્સાહીત કરી રહ્યું છે. આવી પરિસ્થિતિમાં સગોત્ર, સપિંડ કે એકજ ગામનાં રહેવાસીઓ વચ્ચે લગ્ન વિરુદ્ધનાં સામાજીક કે ધાર્મિક નિયમોનાં વિષયમાં પશ્ચિમનાં ગુલામ અને વેચાઉ સમાચાર માધ્યમો કાગનો વાઘ બનાવી રહ્યાં છે.

આર્યધર્મનાં સગોત્રીઓ વચ્ચે લગ્ન યા વેવિશાળ વિરુદ્ધ નિયમો પૌરાણિક હોવાં છતાં એની પાછળ સમાયેલ સિદ્ધાંતો અતિ આધુનિક અને વૈજ્ઞાનિક છે એ આજનાં આ ''બાયો બાયોટેક્નોલોજી'', ''જેનેટિક એંન્જીનીયરીગ'' અને ''મેડીકલ સાયન્સ''નાં અતિ અધ્યતન યુગે પુરવાર કર્યું છે. એ વિષયમાં આજનાં વૈજ્ઞાનિકોની સહમતી અને માન્યતા આપવાં છતાં આપણો પશ્ચિમની જીવન શૈલી અને સંસ્કૃતિથી અંજાયેલો અને પાંગળો બનેલો આપણો મોટાભાગનો કહેવાતો સાક્ષર યુવાસમાજ, ભારતની સરકાર અને નેતાઓ તેને સંપુર્ણ પણે સમજવામાં અસફળ રહ્યો છે અને સત્યનો સ્વિકાર કરવામાં અસમર્થ રહ્યો છે. આજે પણ એ ગોત્રનાં અનુવાંશીક્તા સંબંધીત સગોત્ર લગ્નનાં નિયમને ખોટો, અંધશ્રદ્ધા ભરેલો, પ્રાચિન વિચારધારનો, પુર્વકાલીન, અયોગ્ય અને અવૈજ્ઞાનિક છે એવું કહેનારાં યુવાનો, રાજનેતાઓ અને સાક્ષરોની ભારતમાં ખોટ નથી. તેમજ પુરુષજાતી પર અવલંબીત પિતા-પુત્ર વંશાવળી પર આધારીત આ ગોત્રપ્રથાને સમજ્યાં વગર ખોટી પ્રણાલી માની, સ્ત્રીલીંગ દ્વેષી અને પુલ્લિંગ સત્તાધારી ગણાવી તેને ગાળો ભાંડનારાંઓની પણ ભારતમાં અછત નથી.





# ગોત્ર અને આધુનિક વિજ્ઞાન

હજારો વર્ષ પૂર્વે આપણાં દિર્ઘદ્રષ્ઠા મહર્ષિ વૈજ્ઞાનિકોએ જે ગોત્રનાં નિયમોમાં એકજ ગોત્રના વ્યક્તિઓ વચ્ચે લગ્નનો એટલે પ્રજનનો પ્રતિબંધ મુકવાનાં કારણોને ઓગણિસમી સદીની શરુઆતમાં ડિ.એન.એ. (ડિઓક્ષીરિબોન્યુક્લેઈક એસીડ) અને આર. એન. એ. (રિબોન્યુક્લેઈક એસીડ) પર રોસલીન્ડ ફ્રેન્ક્લીન, જેમ્સ ડી વોટ્સન, અને ફ્રાંસીસ ક્રિક, અને કાળાતરે ડૉ. હરગોબિન્દ ખુરાના જેવા અન્ય વૈજ્ઞાનિકોની અનુવાંશિક વિજ્ઞાનની શોધખોળે એ પ્રચીન મહર્ષિઓનાં મતને સમર્થન આપવામાં અગત્યનો ભાગ ભજવ્યો છે. આ એક આશ્ચર્યની વાત છે કે હજારો વર્ષ પહેલાં આપણાં ઋષિમુનિઓને આ અનુવાંશીક વિજ્ઞાનની વાય-ક્રોમોઝોમ સ્વરૂપે પિતામાંથી પુત્રમાં એક પેઢીથી બીજી પેઢીમાં વારસાગતરૂપે ચમત્કારીક પદ્ધતિથી પ્રાપ્ત થતી કેટલીક અપુર્વ સંજ્ઞામય ખાસિયતોની જાણ હતી !

ડિ.એન.એ.[DNA] એ એક મહત્વનું અનુવાંશીક રાસાયણિક તત્વ છે જે માનવો અને અન્ય જીવાત્માઓમાં અસ્તિત્વ ધરાવે છે. અંડ અને શુક્રાણુંનાં સર્જનમાં ડી..એન.એ.[DNA] નો મહત્વનો ભાગછે. આ ડિ.એન.એ.[DNA]માં દરેક વંશની અનુવાંશીક માહિતી એક પ્રકારની સંજ્ઞારૂપે કાયમને માટે અને પેઢી દર પેઢી સચવાયેલી રહે છે. જે 'એડેનાઈન' 'ગ્યુએનાઈન', 'સાયટૉસીન' અને 'થાયમીન' નામનાં રસાયણો પરસ્પર ભેગાં થઈને જોડી બનાવે છે જે ખાંડ અને ગંધક્નાં પરમાણુઓ કે જેને 'ન્યુક્લીઓટાઈડ' કહેવામાં આવે છે તેની સાથે જોડાયને નિસરણિ જેવાં 'ડબલ હેલીક્ષ' બનાવે છે તે 'જીન્સ'નાં નામથી ઓળખાય છે. અતિ મહત્વનો મુદ્દો એ છે કે આ ડિ.એન.એ.[DNA] સ્વયં આબેહુબ પ્રત બનાવી અગર તેનો આબેહુબ ઉતારો કરવામાં જાતેજ શક્તિમાન છે. આથી કોષનું જ્યારે વિભાજન થાય ત્યારે આ લાક્ષણિકતા અત્યંત મહત્વનો ભાગ ભજવે છે. જેનાંથી નવા કોષોમાં જુનાં કોષો જેવાંજ આબેહુબ ડિ.એન.એ.[DNA] અસ્તિત્વમાં આવે છે. આ રીતે પેઢી દર પેઢી અનુવાંશિક માહિતીનું પરિવહન 'જીન્સ'નાં માધ્યમથી થતું રહે છે. ચોક્કસ વ્યુહાત્મક રચનાથી ત્રેવીશ જોડીનાં માળખામાં ગોઠવાયેલાં આ 'જીન્સ'માંની ૨૨ સરખી જોડીને 'ક્રોમોઝોમ્સ' અને એક જુદી જોડીને 'ઑટૉઝોમ્સ' તરીકે ઓળખવામાં આવે છે. આ ક્રોમોઝોમ્સ અને 'ઑટૉઝોમ્સ'ની જોડીઓમાં એક વિશિષ્ઠ પ્રકારની માહિતી સંગ્રહાયેલી હોય છે. આ 'ક્રોમોઝોમ્સ' માં કોઈ પણ પ્રકારનું ભંગાણ કે

નુક્શાન વંશીય સંતાનનાં શરીરમાં ગંભિર શારીરિક અડચણો અને ખોડખાંપણો ઉત્પન્ન કરી શકે છે. લૈંગિક ‘ક્રોમોઝોમ્સ’ની એક જોડી પુરુષમાં X-Y ‘ક્રોમોઝોમ્સ’ અને સ્ત્રીમાં X-X ‘ક્રોમોઝોમ્સ’ પરિવહન કરે છે. આધુનિક વિજ્ઞાને એ પુરવાર કર્યું છે કે પુરુષનાં Y ‘ક્રોમોઝોમ્સ’ નું પરિવહન આઠમી પેઢી સુધી સતત ચાલુ રહે છે અને તેની આ આઠમી પેઢી સુધીની અપૂર્વ અનુવાંશિક લાક્ષણિક્તાનાં વારસાની બદલી ફક્ત પિતા તરફથી તેનાં પુત્રને જ Y ‘ક્રોમોઝોમ્સ’નાં સ્વરૂપે પ્રાપ્ત થાય છે. જે પુરવાર કરે છે કે આપણાં દિર્ઘદ્રષ્ઠા મહર્ષિઓને અનુવાંશિક લાક્ષણિક્તાઓ પિતામાંથી પુત્રમાં જ ઉતરે છે તેનું જ્ઞાન હજારો વર્ષ પહેલાં હતું જે આશ્ચર્ય પમાડે એવી વાત છે. તેમનાં આવાં વિશાળ અને અદભૂત જ્ઞાનને કારણે જ તેઓએ આર્યધર્મની ગોત્રપદ્ધતિને પિતૃવંશીય બનાવી હતી. એ છતાં જ્યારે પિતાની ઓળખ અસંભવ હોય એવી પરિસ્થિતિ કે સંજોગોમાં બાળકને પોતાની માતાનાંગોત્રની ઓળખ સામાજીક રીતે અપનાવવાનો પર્યાય પણ સુચવવામાં આવ્યો હતો.

આજનાં આ ભૌતિક અને પાશ્ચાત્યવાદનાં આંધળાં અનુકરણનાં યુગમાં આપણાંજ સમાજનાં કહેવાતાં સુધરેલાં સાક્ષરો આર્ય અથવા ભારતીય પરંપરાગત સંસ્કૃતિ, રુઢી, રીત, રિવાજ, વિજ્ઞાન અને ધાર્મિક શાસ્ત્રો અને તેનાં નિયમોને ખોટાં, અંધશ્રદ્ધાળુ, નકામા, સિદ્ધાંતવિહીન, અર્થવગરનાં, અસંબંધીત, નરદ્ગરાભિમાની, પુરાતન અને અવૈજ્ઞાનિક માની તેની નીંદા કરી વિરોધ અને અવગણનાં કરી રહ્યાં છે. સગોત્રનાં લગ્ન સંબંધિત નિયમોને વખોડી તેની હાંસી ઉડાવવાની આપણાં સુધારાવાદી શિક્ષીતવર્ગમાં એક પ્રથા થઈ ગઈ છે. પરંતુ આજનાં આધુનિક વિજ્ઞાને પણ એ વાત પુરવાર કરી છે કે આર્યોનાં વેદશાસ્ત્રોમાં સગોત્ર લગ્ન સંબંધનાં પ્રતિબંધનાં નિયમો વૈજ્ઞાનિક દ્રષ્ટીએ પણ અત્યંત આધુનિક, સાચાં અને વાસ્તવિક છે. તેમ છતાં પણ આજે ભારતનાં કહેવાતાં સમાજસુધારાવાદી ભદ્ર સમાજનાં લોકો, માનવઅધિકાર પંચ અને ભારત સરકારની આંખ ખુલતી નથી અને તેઓ સગોત્રી લગ્નને કાયદેસર માન્યતા આપી પ્રોત્સાહન આપી રહી છે અને ખાપ પંચાયત અને અન્ય સંસ્થાઓ કે જેઓ આજનાં આ બોલિવુડ અને નામનાં પ્રેમલફડાંનાં જમાનામાં ફેશન બની રહેલાં સગોત્રી લગ્નોનો વિરોધ કરે છે તેંમનો તેઓ વિરોધ કરી ન્યાયી ધાક ધમકી આપી રહ્યાં છે. ખાપ પંચાયત અને અન્ય હિંદુ સંસ્થાઓએ સરકાર સામે ઉચ્ચ ન્યાયાલયમાં સગોત્ર લગ્ન પર ન્યાયાલયનાં સંપુર્ણ પ્રતિબંધ માટે હાલનાં અધ્યતન વૈજ્ઞાનિક પુરાવાઓ પ્રદર્શિત કરીને રાષ્ટ્રીય અને

આંતરરાષ્ટ્રિય ઝુંબેશ ઉઠાવવી જોઈએ. અમેરીકાનાં પ્રમુખ થોમસ જેફરસનનાં તેની નોકર સેલી ફ્લેમીંગનાં સંતાન વિષયમાં તેનાં પિત્રુત્વની આશંકા પર અમેરીકન ન્યાયાલયમાં ચાલેલ ઐતિહાસીક મુકદ્દમામાં આજનાં આધુનિક અને અધ્યતન વિજ્ઞાને પ્રમુખ થોમસ જેફરસનનાં વંશજોનાં ડિ.એન.એ.ની પિતા માંથી પુત્રમાં વારસાગત ઉતરતાં અનુવાંશીક ગુણો અને સૂત્રોની સરખામણી કરતાં ૨૦૦ વર્ષ પછી પણ વૈજ્ઞાનિક શોધથી એ વાત પુરવાર થઈ છે કે સેલીનાં સંતાનોમાં એક પુત્ર પ્રમુખ થોમસ જેફરસનનો હતો. આ ઐતિહાસિક કિસ્સાએ ગોત્ર પ્રથાની માન્યતાને પુરાવા સહીત સિદ્ધ કર્યું છે. સગોત્ર લગ્નથી થતી પ્રજોત્પત્તિમાં ગુણ અને ભયંકર અનુવાંશીક રોગો ઉત્પત્તિ વિશેનાં સંશોધનોએ એ વાતને પૂર્તી આપે છે કે સગોત્ર લગ્નોથી ઉત્પન્ન થતાં બાળકો અને તેનાં ભાવી વંશનાં વંશજોનાં વિનાશ માટે કારણભૂત બને છે. આજે સચોટ વૈજ્ઞાનિક પુરાવાઓ હોવા છતાં પણ ભારત સરકાર, કેટલાંક સમાજ સુધારકો, સમાચાર માધ્યમો, આત્મસ્વતંત્રતાવાદીઓ, માનવઅધિકાર પંચો ભારતમાં સગોત્ર લગ્ન પ્રતિબંધની આર્ય કે હિંદુ ધર્મની ધાર્મીક માન્યતા નો વિરોધ કરી સગોત્રીઓનાં લગ્નને પ્રોત્સાહન અને સમર્થન રહ્યાં છે તે વૈજ્ઞાનિક દ્રષ્ટીએ પણ અયોગ્ય, અવાસ્તવિક, અન્યાયી અને ગેરકાનુની છે.

આર્યધર્મનાં એ વિદ્વાન મહર્ષિઓએ સગોત્ર લગ્ન સંબંધી બનાવેલ નિયમ પાછળનાં કારણો અત્યંત વૈજ્ઞાનિક, સચોટ અને સત્ય હતાં. આપણાં શાસ્ત્રો મુજબ એકજ ગોત્રમાં પરણેલાં સ્ત્રી પુરુષોનાં સંતાનો કે જે આંતરીક પ્રજનથી જન્મ્યાં હોય તેને અને તેની ભાવીપેઢીને ચંડાળ સ્વરૂપે આલેખવામાં આવ્યાં છે. જ્યાં ચંડાળનો શબ્દાર્થ એ કરવામાં આવ્યો છે કે એવી વ્યક્તિઓ જે શારીરિક, માનસિક અને સદાચારમાં પાંગળાં અર્થાત નબળાં ખોડખાંપણવાળાં એવો કરવામાં આવ્યો છે. આજનાં 'જેનેટીક એન્જીનિયરીંગ' અને 'બાયો ટેક્નોલોજી'નાં યુગે હજારો વર્ષ પહેલાં આપણાં વિદ્વાન મહર્ષિઓએ કહેલી વંશ પરંપરાગતનાં ''જેનેટીક મ્યુટેશન' અને 'જેનેટીક ડિસીઝ'ની વાતનો સ્વિકાર કર્યો છે અને સમર્થન આપ્યું છે. આ રીતે આધુનિક વિજ્ઞાન એ વાતને સિદ્ધ કરે છે કે આપણાં ઋષિઓએ નિર્દેશ કરેલ સગોત્ર લગ્ન નિષેધનો નિયમ વૈજ્ઞાનિક દ્રષ્ટિએ વાસ્તવિક સાચો છે.

# સગોત્ર અને લોહીની સગાઈથી થતાં લગ્નોનાં ભયંકર પરિણામો

ગોત્ર અને લોહીની સગાઈમાં થતાં સ્ત્રી પુરુષનાં લગ્નોથી ઉત્પન્ન થતાં બાળકોમાં ભયંકર અને અસાધ્ય '' જેનેટી મ્યુટેશન''ને કારણે થતાં વિવિધ રોગો પેદા કરે છે જેનાં પરિણામો માત્ર આવાં લગ્ન કે સંબંધોથી ઉત્પન્ન થતાં બાળકોમાં નહી પરંતુ તે બાળકોનાં બાળકો અને તેમનાં પણ બાળકોને વંશ પરંપરાગત પેઢી દર પેઢીએ તેને ભોગવવાં પડે છે. જેનું ફળશ્રુત પરિણામ તે વંશને ભવિષ્યમાં સંપુર્ણ વિનાશ તરફ દોરી જાય છે. આપણાં દિર્ઘદ્રષ્ટા ઋષિઓ અને શાસ્ત્રોએ સગોત્રના અને લોહીનાં સગપણવાળાં યુગલો વચ્ચે લગ્ન અને શારીરિક સંબંધ વિષયમાં લાદેલ સંપુર્ણ પ્રતિબંધને આજે આપણા સનાતન, વેદિક કે આર્ય ધર્મનાં કેટલાંક લોકો જાણ્યાં, સમજ્યાં અને વિચાર્યાં વિનાં તેને હળવી દ્રષ્ટીએ જોવા લાગ્યાં છે. હાલમાં જ્યારે માતા અને પિતાના થોડાં દૂરનાં સગોત્રી કે સગાં સાથેનાં લગ્નો નક્કી કરવાની અને એને અપનાવવાનાં એક ખોટાં માર્ગ પર આપણાં સમાજનાં કેટલાં સભ્યો જઈ રહ્યાં છે ત્યારે સમાજે એવાં સભ્યોને એમ કરતાં અટકાવી ગેરમાર્ગે જતાં રોકવાની અને તેમને વ્યવહારિક, સામાજિક, વૈજ્ઞાનિક અને શાસ્ત્રોક્ત દ્રષ્ટીએ દ્રષ્ટાંતો અને વૈજ્ઞાનિક પુરાવાઓ સહિત સમજ અપવાની સમાજ અને તેનાં અન્ય સભ્યોની નૈતિક ફરજ બને છે.

લોહીની સગાઈવાળાં યુગલોનું પ્રજનન કે કૌટુંબિક સભ્યો વચ્ચેનું પ્રજનન અથવા સગોત્ર પ્રજનનનાં આપત્તિ, વિપત્તિ અને વિનાશજનક ભયંકર પરિણામોનાં સત્ય અને સચોટ ઉદાહરણો ઈજીપ્ત અને યુરોપનાં રાજવંશોનું છે. ઈજીપ્તનાં મહાન શક્તિશાળી અને વિરાટ ''ફેરો'નો રાજવંશ થોડાં જ શતકોમાં જ વિલય પામ્યો હતો. જેનું મુખ્ય કારણ ફેરોઝનાં નામે ઓળખાતાં ઈજીપ્તનાં મહારાજાઓ પોતાનાં કુટુંબની દોલત અને સત્તાને પોતાનાં જ કુટુંબમાં જ જાળવી રાખવાં માટે પોતાનાં પિત્રાઈ તેમજ પોતાનાં સગાં ભાઈબહેનો સાથે એટલે સગોત્ર સંબંધી સાથે લગ્ન કરતાં હતાં. આ રીતે પેઢી દર પેઢી '' જેનેટી મ્યુટેશન''નાં મૂળભૂત કારણને લીધે જ ''ફેરો''નાં વંશજોનો સર્વનાશ થયો. યુરોપનાં સર્વ શક્તિશાળી રાજકુટુંબોમાં ઓસ્ટ્રીયાનું '' હાઉસ ઓફ હસબર્ગ'' રાજવીકુટુંબ તરીકે અગ્રજ, પ્રખ્યાત અને ચક્રવર્તી ગણાતું હતું. આ રાજવીકુટુંબનો વિનાશ પણ

ઈજીપ્તનાં ''ફેરો'' વંશની જેમ જ સગોત્ર અને લોહીનાં સગપણની લગ્ન પ્રથાને કારણે એટલે નજીક અને દૂરનાં ભાઈ-ભાઈ, બહેન-ભાઈ, બહેન-બહેન, મામા- ફોઈ, માસી-માસી વિગેરેનાં સંતાનો સાથેનાં લગ્નને કારણે આંતરિકપ્રજનન થવાથી નાશ થયો હતો. યુનિવર્સીટી ઓફ સેન્તિયાગો ડી કોમ્પેસ્ટેલા નાં વૈજ્ઞાનિકોએ કરેલ ૩૦૦૦ કુટુંબીજનોની ૧૬ પેઢીઓ સુધી કરેલ શોધખોળને અંતે તેઓએ સાબિત કર્યું છે કે આંતરિકપ્રજનન એટલે સગોત્રી યુગલોની પ્રજોત્પત્તિનાં મુખ્ય કારણે હસબર્ગ વંશનાં યુરોપીયન રાજ્કુટુંબનો વિનાશ થયો. આ રાજ્કુટુંબનાં વંશજ સભ્યોનાં ''જીન પુલ'' કાળાંતરે એટલો નાનો બની ગયો હતો કે '' હાઉસ ઓફ હસબર્ગ'' રાજ્કુટુંબનો સ્પેનીશ રાજકુટુંબમાં જન્મેલ છેલ્લો વંશજ રાજા ચાર્લસ બીજો વંશપરંપરાગત આ જીનનાં ગોટાળા અને ખોડખાપણને લીધે સદંતર પાંગળો બની ગયો હતો. તેને જડબાનો એવો અસાધ્ય રોગ થયો હતો કે તે ખોરાક ચાવવાં પણ શક્તિમાન નહતો. તેનાં વંશનાં નામ ઉપરથી નામકરણ કરાયેલ એ રોગ આજે આજે ''હાસ્બર્ગ જો'' [મેન્ડીબ્લ્યુઅર પ્રોગ્નાથિસમ] નાં નામે ઓળખાય છે. આ ઉપરાંત યુરોપનાં અન્ય રાજકુટુંબોમાં ''હિમોફ્લીયા'' જેવાં વિવિધ અનુવાંશિક [જેનેટિક] રોગ પણ પ્રસરેલાં છે.

૧૪૦૦ વર્ષાનાં ઈતિહાસમાં ધર્મ ઝનૂની ઈસ્લામધર્મની આંતરકૌટુંબિક પિત્રાઈ ભાઈ બહેનો વચ્ચે વંશ પરંપરાગતની લગ્ન અને પ્રજનની ધાર્મિક પ્રથાએ તેમની મુસ્લિમ પ્રજાનાં ''જીન પૂલ''માં અત્યંત આપત્તિ અને વિપત્તિજનક હાની પહોંચાડી છે. જેને કારણે દરેક નવી પેઢીની પ્રજોત્પત્તિનાં સ્વાસ્થ્ય, ચતુરાઈ, હોંશિયારી અને બુદ્ધીમતા પર અત્યંત ગંભીર અસર પડી છે. યુરોપની હાલની આધુનિક શોધખોળે એ પુર્વાર કર્યું છે કે મુસ્લીમ પરિવારોમાં પિતરાઈ ભાઇ-બહેનોનાં લગ્નથી ઉત્પન્ન થયેલ બાળકોની આઈ. ક્યુ. [બુદ્ધિ ગુણાંક] અન્ય બાળકો કરતાં ઘણો નીચો છે. ઉપરાંત વંશપરંપરાગત થતાં આવાં લગ્નો પેઢી દર પેઢીએ બાળકોનાં આઈ. ક્યુ.નો આંક વધુ ને વધુ નીચો ઉતરતો રહે છે. યુરોપ અને અન્ય પશ્ચિમનાં દેશોમાં રહેતી મુસ્લીમ પ્રજામાં પોતાનાં દૂરનાં કુટુંબીઓ કરતાં અત્યંત નજીકનાં સંબંધી પ્રથમ પિતરાઈ ભાઈઓ અને બહેનો વચ્ચે જ લગ્ન કરાવવાની પ્રથા ઘણી જ પ્રચલીત છે કારણકે એ માધ્યમ દ્વારાં પોતાનાં અત્યંત નજીક્નાં કુટુંબીઓને યુરોપમાં લાવી વસવાટ કરાવવાની મહેચ્છા સરળ બને છે. પ્રથમ પિત્રાઈઓ વચ્ચેનાં આવાં લગ્નોને કારણે બ્રિટનમાં થયેલ શોધખોળને આધારે અહી

વસતાં મુસ્લિમોમાં અન્ય પ્રજા કરતાં શીશુ અને ગર્ભમૃત્યુનો મૃત્યાક તેમજ ખોડખાપણ અને અન્ય જેનેટિક રોગોની ટકાવારી મુસ્લિમોમાં ઘણી જ વધારે પ્રમાણમાં છે.

લોહીનાં સગા સાથે લગ્ન કરી પ્રજોત્પત્તી કરવાની મુસ્લીમોની આ પ્રથામાં પેઢી દર પેઢી એકજ કુટુંબમાં લગ્ન થતાં હોવાને કારણે નકારત્મક શારીરિક અને માનસિક રોગોનું જોખમ અત્યંત વધી જાય છે. આવાં લોહીની સગાઈ કે સગોત્ર યુગલોનાં સંતાનોનું ગર્ભમાં મૃત્યુ, જન્મતાં મૃત્યુ, બાળાવસ્થામાં મૃત્યુ પામવાની શક્યતા અત્યંત વધારે હોય છે. આ ઉપરાંત તેમને સિસ્ટિક ફાયબ્રોસિસ, સ્પાયનલ મસ્ક્યુલર એટ્રોપી જેવાં અન્ય વિવિધ જેનેટી રોગો અને ખોડખાંપણો તેમેજ માનસિક તણાવ, માનસિક અસંતુલન, સ્કિઝોફ્રિનીયા, ગાંડપણ જેવી બિમારી અને અપરાધિ વર્તણૂંકથી પિડાય છે.

આ ઉપરોક્ત અનારોગ્યદાયી, અને આત્મઘાતી પ્રથાનાં ઉદાહરણો જોતા આપણાં મહર્ષિઓએ હજારો વર્ષ પહેલાં ઘડેલ સગોત્ર કે સગપણમાં લગ્ન કરવાં પર મુકેલ પ્રતિબંધ પાછળનાં મૂળભૂત સિદ્ધાંતો કેટલાં આધુનિક, વૈજ્ઞાનિક અને દિર્ઘદ્રષ્ટિ ભર્યાં અને વાસ્તવિક હતાં તે હવે સમજવું કઠણ અને અઘરું નથી. આપણો સનાતન, આર્ય કે વેદિક સમાજ આ વાતની ગંભીર પણે સખત નોંધ લઈને સમાજમાં થતાં દૂરનાં સંબંધીઓનાં લગ્નને પ્રોત્સાહન કે સમ્મતિ ન આપે. તે ઉપરાંત સમાજ તેનાં સભ્યોને સગોત્ર લગ્ન વિરોધી આપણી પ્રાચિન પ્રથા અને તેની પાછળ સમાયેલ તેનાં સિદ્ધાંતોને સમજાવવાં વધુ પ્રયત્નશીલ બને અને અથાગ પ્રયત્નો કરે. આપણો સમાજ સગોત્ર લગ્ન સંબંધિત ગેરસમજ અને અજ્ઞાનતાને દૂર કરી શાસ્ત્રોક્ત નિયમોનું પ્રતિપાદન અને પાલન કરાવી આપણાં આર્ય કે હિંદુસમાજમાં પણ ભવિષ્યમાં ઉદભવી શકે એવી 'જેનેટીક મ્યુટેશન'ની મહાન સમશ્યાને અટકાવવા અને આપણાં અસ્તિત્વને ટકાવી રાખવાં દરેક આર્યજન કટિબદ્ધ બનશે તો તે આપણી જાતીનાં કલ્યાણમાં હશે.



# પ્રવર, કુળ, પિંડ અને શાખા

પ્રવર એ ગોત્રનો જ પેટાવર્ગ છે. ગોત્રનાં આદિ આઠ સ્થાપક મહર્ષિનાં નામની સાથે ક્રિયા અને કર્મકાંડ કરતી વેળા ગોત્રનાં બીજાં એક ત્રણ કે પાંચ મુખ્ય મહાપુરુષોનાં નામ પણ ઉચ્ચારી તેમને યાદ કરી આવાહ્ન આપવાની ધાર્મિક પ્રથા આર્યધર્મ અથવા સનાતનધર્મમાં છે. આવાં મહર્ષિઓનાં ગણને કે મહર્ષિઓને પ્રવર કહેવામાં આવે છે. પ્રવર નો અર્થ પ્રખ્યાત, ઉત્તમ, સર્વ શ્રેષ્ઠ વિગેરે થાય છે. આમ પ્રવરનો ભાવાર્થ જે તે ગોત્રમાં ઉત્પન્ન થયેલા ચુનંદા મહા શ્રેષ્ઠ મહર્ષિઓ કે જેમણે વેદમાં દર્શાવ્યાનુસાર પૂજા પદ્ધતિને અપનાવીને તેને વિકસાવી હોય અને સ્વંયંપણે પોતાનાં ગોત્રમાં સંપ્રદાય, ગોત્ર કે વર્ગની સ્થાપનાં કરી હોય. આ રીતે પ્રવર શબ્દ ખાસ પ્રકારની વિધી સાથે પણ સંકળાયેલો છે. પ્રવરો મુખ્યત્વે સાત મહર્ષિઓનાં નામ અને વંશજો પ્રમાણે વિભાજીત કરવામાં આવ્યાં છે. આ સાતે ઋષિઓનાં નામ [૧] અગત્સ્ય [૨] અંગીર [૩] અત્રી [૪] ભૃગુ [૫] કશ્યપ [૬] વશિષ્ઠ [૭] વિશ્વામિત્ર છે. આ પ્રથમ મૂળભૂત ગોત્ર સ્થાપક કે ગોત્રકર્તા મહર્ષિઓનાં જે શ્રેષ્ઠ પુત્રો, પૌત્રો અને પ્રપૌત્રો પોતાની વિદ્વત્તાથી પોતાનાં ગોત્રમાં પોતાનાં નામનાં સ્વતંત્ર ગોત્રસ્થાપકો, મંત્રદ્રષ્ઠાઓ એટલે વેદમંત્રોનાં રચનારાઓ અને મંત્રવેત્તાઓ એટલે વેદ મંત્રોનાં અર્થને જાણનારાઓ નામાંકિત મહર્ષિઓ બન્યાં જેઓ તેમનાં ગોત્રમાં પ્રવર સંજ્ઞાથી વિભૂષિત અને સુપ્રખ્યાત થયાં. દાહરણાર્થે જમદાગ્નિ, ચ્યવન, ભાર્ગવ, ઔર્વ વિગેરે ભૃગુવંશનાં વંશજ પ્રવરો અને ગૌતમ ભરદ્વાજ, બૃહસ્પત્ય, હરીત, કપીલ વગેરે અંગીરસનાં વંશનાં વંશજ પ્રવરો હોવાથી તે બધાંને તેમનાં મૂળ ગોત્ર અને ગોત્રસર્જકનાં નામ હેઠળ સમાવી લેવામાં આવ્યાં છે.

આપણાં સુત્રોમાં દરેક પ્રકારનાં ગોત્રોમાં કેટલાં પ્રવોરો અને અને કોણ કોણ પ્રવર મુનિઓ છે તેનો વિગતવાર ઉલ્લેખ કરવામાં આવ્યો છે. આવાં પ્રવર મહર્ષિઓને પ્રવર્તકો તરીકે ઓળખાય છે. ઉદાહરણાર્થે સપ્તર્ષિ અંગીરસના વંશનાં ગૌતમ ગોત્રમાં મુખ્ય ત્રણ પ્રવરો છે અને એ પ્રવર મહર્ષિઓનાં નામ ગૌતમ, અંગીરસ અને આયસ્ય છે, આ ઉપરાંત ગૌતમ ગોત્રનાં અન્ય પ્રવર્તકો અંગીર, બ્રહસ્પતિ, ભરદ્વાજ તથા ગૌતમ, મૌદ્ગલ્ય, અને સમ્વર્ત/શૈશીરનો પણ સમાવેષ થાય છે કારણકે તેઓ વિશ્વસર્જક ભગવાન શ્રી બ્રહ્માજીનાં માનસપુત્ર બ્રહ્મર્ષિ અંગીરસનાં વંશજ હતાં. મુખ્ય ગોત્રોનાં ઓગણ પચાસ

પ્રવરો છે.પરશાર ગોત્રનાં ત્રણ પ્રવર્તકોનાં નામ વશિષ્ઠ, શકત્ય અને પરશાર્ય તેમજ કુંદિન ગોત્રનાં પણ ત્રણ પ્રવર્તકોનાં નામ વશિષ્ઠ, મૈત્રવરુણ અને કૌન્ડિલ્ય છે. આ બન્ને પ્રવરોમાં વશિષ્ઠ ઋષિનું નામ સામાન્ય છે જે પ્રદર્શિત કરે છે કે પરશાર અને કુંદિન ગોત્રનાં સામાન્ય વંશજ વશિષ્ઠ ઋષિ છે. પ્રવર બે પ્રકારનાં છે. પહેલો શિષ્ય-પ્રશિષ્ય પરંપરાનો જેમાં ગુરુકુળમાં વિદ્યા અભ્યાસ પછી ગૃહાશ્રમમાં પાછાં ફરતાં શિષ્યો પોતાનાં ગુરુનું ગોત્ર પણ ધારણ કરે છે તે અને બીજો પુત્ર પરંપરા જે વંશીય ગોત્રને સંબંધીત છે.

યજ્ઞોપવિત સંસ્કારમાં પ્રવરની મહત્તા ઘણીજ અગત્યની છે. ઉપનયન સંસ્કાર વેળાં પ્રથમવાર યજ્ઞોપવિત ધારણ કરતાં સમયે પોત પોતાનાં ગોત્રનાં પ્રવર્તક ઋષિઓનાં નામનો શાસ્ત્રોક્ત મંત્રો સાથે ઉચ્ચાર કરાવીને શાસ્ત્રીજી બટુકને બ્રહ્મચર્યાશ્રમનાં શપથ ગ્રહણ કરાવે છે. આ રીતે પ્રવરને યજ્ઞોપવિત સંસ્કાર સાથે ગાઢ અને મહત્વનો સંબંધ છે.

બ્રાહ્મણોની ઓળખનું પ્રમાણપત્ર તેનાં ગોત્ર, સુત્ર અથવા કલ્પ, શાખા અને પ્રવર પર આધારીત છે. પ્રવરોની રચનાં મુખ્યત્વે સાત સપ્તર્ષિ મહર્ષિઓ પોતાનાં નામ અને વંશજો પ્રમાણે ત્રણ, ચાર અથવા પાંચ નામોનાં સમૂહમાં કરવામાં આવી છે. આ રીતે આ મુખ્ય સપ્તર્ષિઓએ તેમનાં પોતપોતાનાં વંશજોનાં અન્ય ગોત્રજનક, ગોત્રપ્રવર્તક કે ગોત્રસ્થાપક ઋષિઓ નાં નામ સાથે ભેગાં મળીને પોતાનાં વંશોમાં પ્રવરો સ્થપિત કર્યાં છે.

પ્રવરનાં નિયમો –

[૧] ગોત્રનાં નિયમો પ્રમાણે જ પ્રવરમાં પણ વર અને કન્યાનાં પિતાનાં ગોત્ર પ્રવર્તકો એકજ વંશનાં હોવાં જોઈએ નહિ.

[૨] ઉપનયન અથવાં યજ્ઞોપવિત સંસ્કારમાં જનોઈની મેખળાંનાં ગાંઠ અને સેરની સંખ્યા બટુક્નાં કુટુંબનાં ગોત્રની સંખ્યા પ્રમાણે હોવાં અત્યંત આવશ્યક છે.

[૩] ચૌલકર્મ અથવા મૂંડન સંસ્કારની વિધી વખતે વાળની ચોટલી જેવી લટ માથા પર રહેવા દેવામાં આવે છે તે પણ દરેકનાં ગોત્રનાં પ્રવરની સંખ્યા પર અવલંબિત હોય છે.

[૪] પ્રવરની શિષ્ય-પ્રશિષ્ય પરંપરા પ્રમાણે વર અને કન્યાનાં ગુરુનાં પ્રવર ગોત્રી વંશજ પ્રવર્તકો એક જ પ્રકારનાં કે સગોત્રી ન હોવાં જોઈએ. તે ઉપરાંત અડધાં કે અડધાંથી વધુ પ્રવર્તકો સરખાં એટલે સગોત્રીઓ હોય તો શિષ્ય-પ્રશિષ્ય પરંપરા પ્રમાણે

તે લગ્ન બાધ્ય અને અસ્વિકૃત છે પરંતુ એ તુલનાત્મક સંખ્યા ઓછી હોય તો એ લગ્નને માન્ય ગણવામાં આવે છે. આ નિયમ માત્ર શિષ્ય-પ્રશિષ્ય પરંપરાનેજ લાગુ પડે છે.

## વિવિધ પ્રવરોનાં ઉદાહરણો

[૧] કૌંદીન ગૌતમ - અંગીરસ, અયસ્ય, કૌંદીન ગૌતમ [૨] ભરદ્વાજ - અંગીરસ, બૃહસ્પત્ય, ભરદ્વાજ [૩] કૌશિક – વિશ્વામિત્ર, અઘમર્શણ, કૌશિક [૪] ગર્તસ્મદ – ભાર્ગવ,સુનહોત્ર, ગર્તસ્મદ [૫] ભાર્ગવ – ત્વષ્ટ, વિશ્વરૂપ, ભાર્ગવ [૬] હરીત-અમ્બરીશ,યુવનસ્વ, હરીત તથા અંગીરસ, અમ્બરીશ,યુવનસ્વ. [૭] ગૌતમ - અંગીરસ, આયસ્યસ, ગૌતમ. [૮] શાંડિલ્ય – કશ્યપ, આવત્સાર, દૈવલ [૯] ગાર્ગ્ય – અંગીરસ, બૃહસ્પત્ય, ભરદ્વાજ, સૈન્ય, ગાર્ગ્ય. [૧૦] વશિષ્ઠ - વશિષ્ઠ (એકર્ષેય-સ્વતંત્ર)

## - કુળ-

કુળ અને ગોત્ર શબ્દોને એકજ અથવાં સમાનાર્થી સમજવું કે માનવું એ મહાન ભૂલ ભરેલું છે. કુળનો અર્થ સામાન્ય રીતે માનવસમાજનાં લોકોનું એક એવું જુથ જેઓ સમાન ધાર્મિક ક્રિયા, પૂજા પદ્ધતિ, સાંકૃતિક અને સામાજીક રીતરિવાજ ને અનુસરે છે. તદોપરાંત સમાન આરાધ્ય દેવ અને દેવીની પૂજા અને આરાધના કરે છે અને સમાન સંપ્રદાયમાં આસ્થા રાખે છે તે જુથને કુળ કહેવામાં છે. એકજ કુળનાં સભ્યોનાં કુળદેવતા અને કુળદેવી સામાન્ય હોય છે. એકજ ગોત્રનાં વ્યક્તિઓનાં કુળદેવ અને દેવી વિવિધ પ્રકારનાં અને ભિન્ન ભિન્ન હોય શકે છે. કુળ આરાધ્ય દેવ-દેવી, પુજા પદ્ધતિ અને સંપ્રદાય પર આધારીત છે જ્યારે ગોત્ર પુર્વજોની વંશાવલી પર આધારીત છે. ગોત્ર પેઢી દર પેઢીની અનુવાંશીક ઓળખ હોવાથી બદલી શકાતું નથી. ગોત્ર બદલવું સંપુર્ણપણે અસંભવ, અશક્ય છે. ગોત્ર જીવંત પર્યંત અને વારસા ગત છે જ્યારે કુળ વ્યક્તિ પોતાની સ્વેચ્છાથી બદલી શકે છે. પોતાનું કુળ ઈષ્ટ કે કુળનાં આરાધ્ય દેવ-દેવી કે સંપ્રદાય વ્યક્તિ સરળતાથી બદલી શકે છે. પોતાનાં જીવન કાળ દરમિયાન પોતાનું કુળ ગમે ત્યારે અને ગમે તેટલી વાર બદલી શકે છે જે કરવામાં કોઇ ધાર્મિક બાધ પણ હોતો નથી. કુળને જાતિ, વર્ણ કે ગોત્ર સાથે કોઈ નિશ્ચિત સંબંધ હોતો નથી

આરાધ્ય કુળદેવીઓ અને કુળદેવતાઓની સંખ્યાનાં અનુસંધાનમાં કુળોની સંખ્યા પણ હજારોમાં થવાનો સંભવ છે. કુળનાં મુખ્ય કુલદેવતા અને દેવીઓમાં બ્રહ્મા, વિષ્ણુ, મહેશ અને તેમની અર્ધાંગિની મહાશક્તિઓ નાં વિવિધ દિવ્ય સ્વરુપો તેમજ વેદીક કાળનાં દેવો જેવાં કે સુર્ય, ચંદ્ર, કુબેર, વિગેરેનો સમાવેશ થયેલો હોય છે.

## - પિંડ -

વેદીક કાળ પછીનાં યુગમાં કાળાંતરે ન્યાયસૂત્રનાં ટીકાકાર અને નવાં રચિતા ઋષિઓએ સમયે સમયે પોતાનાં અભિપ્રાય મુજબ મૂળ ધર્મસુત્ર અને ન્યાયસુત્રને ધ્યાનમાં લઈને ગોત્રનાં નિયમોને આધીન છુટછાટ ભરેલ નવાં નિયમો બનાવ્યાં હતાં. આ નિયંમો ઘણાં જ મતમતાંતર અને વિવાદ ભર્યાં છે. પિંડનાં લગ્ન સંબંધી નિયમોમાં ફેરફાર એ છે કે કેટલા ન્યાસુત્રનાં રચિતાઓએ પિતા તરફ્ની સાત પેઢી અને માતા તરફ્ની પાંચ પેઢી પછી સપિંડ વ્યક્તિઓ પોતાનાં જ પિંડમાં જો લગ્ન કરે તો તેને માન્ય ગણ્યાં છે. આ રીતે કન્યા અને વરનાં પિતાની સાત પેઢીઓ પૂરી થઈ ગઈ હોય અને માતાની પાંચ પેઢીઓ પૂરી થઈ ગઈ હોય તો તેમેને સપિડંમાં જો લગ્ન કરવાં તૈયાર થાય તો તે લગ્નને માન્યતા આપવામાં આવી હતી. આ નવાં નિયંમમાં પણ ફેરેબદલી થતાં રહી તેની ગણનાનાં વર્ષો સાત માંથી પાંચ અને પાંચમાંથી ત્રણ કરવામાં આવ્યાં હતાં. આવાં નિયમોનો ધર્મ શાસ્ત્રમાં કોઈ ઉલ્લેખ નજરે પડતો નથી. માનવ ધર્મ શાસ્ત્રનાં નિયમ અનુસાર '' अस्पिंड च या मातुर असो गोत्र च या पितुः ।'' પુરુષે એવી સ્ત્રી સાથે લગ્ન કરવાં જોઈએ કે જે તેના માતા કે પિતા તરફથી સપિંડ ન હોય અથવાં માતા પિતાનાં ગોત્રની ન હોય.

પંજાબ ક્ષેત્રમા પિંડનો અર્થ ગામ તરીકે પણ કરવામાં આવે છે અને એક જ ગામમાં જન્મેલાં બાળકોનાં સંબંધ ભાઈ બહેન તરીકેનાં ગણવામાં આવે છે અને ગામમાં રહેતાં વિવિધ ગોત્રનાં લોકો ગામની છોકરીઓને હરકોઈ પોતાની પુત્રી અને બહેન તરીકે અને સારાંએ ગામની આબરૂ સમજે છે. આવી કૌટુંબિક એકાત્મતાની ઉદાર ભાવનાને લઈને એકજ ગામનાં રહેવાસી પુરૂષ અને સ્ત્રી વચ્ચે લગ્ન સંબંધ પર સંપુર્ણ સામાજીક પ્રતિબંધ મુકાયેલ છે. પાશ્ચાત્ય વાયરાનાં વમળોમાં ભમતાં 'બોલીવુડ' પ્રેમી આજનાં શિક્ષિત યુવાનોને આવી વાત જુનવાણી વિચારધારાની લાગે એ ખરું પણ એ વિચારધાર પાછળ સમાયેલ ભવ્ય ઉદાર, શ્રેષ્ઠ અને સંગઠીત કૌટુંબિક ભાવનાનાં આદર્શને દરેક વ્યક્તિએ સમજવાં જેવી છે. મહર્ષિ ભૃગુનાં મતાનુસાર 'રીતરિવાજ કે પ્રથા જે દેશ, કસબો અને ગામડાંમાં પ્રચલિત હોય તે ધર્મ અથવા કાયદો છે.'' પરંતુ મહર્ષિ ભૃગુનું આ અવતરણ ખોટાં, અવાસ્તવિક અને અંધશ્રદ્ધાળુ રીતરિવાજોને સમર્થન નથી આપતું. મહર્ષિ ભૃગુનાં આ વિધાનને ટાંકતાં દક્ષિણ ભારતમાં કેટલીક જાતિઓમાં પ્રવર્તતી મામાં અને ફોઈનાં સંતાનો સાથે લગ્ન કરવાની કુપ્રથા અથવાં ખોટાં રિવાજને સમર્થન અપાવવાં વિવેચકો

આત્મબચાવ કરવાની ચેષ્ઠા કરતાં હોય છે. આપણાં આર્યધર્મમાં વાણી, વિચાર અને અભિપ્રાયની સંપુર્ણ સ્વતંત્રતાને લીધે કાળાંતરે કેટલાંક વિચારકોએ અને આગળ પડતાં સમાજીક વ્યક્તિઓએ સુધારાનાં નામ પર પોતાનાં અભિપ્રાયોને આગળ મુકવાં શાસ્ત્રોનાં મૂળભૂત નિયમોમાં જાણ્યાં સમજયાં વિનાં ફેરફારો કરવાની ચેષ્ઠા કરી ભારે અન્યાય કર્યો છે. આજે આ આધુનિક વિજ્ઞાનનો યુગ જ્યારે સગોત્ર અને નજીકનાં સગપણમાં થતાં લગ્નોથી થતી પ્રજોપત્તિ વિષયમાં હજારોવર્ષ પહેલાં સુચવેલ ‘ચંડાળ’ પ્રજોપત્તિની ભયાનકતા અને ગંભીરતાની વાતોને સમર્થન આપ્યું છે. આંતરિક્પ્રજનન આગંતુક પેઢીમાં “જેનેટીક મ્યુટેશ”ને કારણે શારિરિક, માનસિક, લૈંગિક, રોગોનો ઉદભવ કરે છે એવું વૈજ્ઞાનીક પદ્ધતિથી પુરવાર થયું છે છતાં પણ ભારત સરકાર સગોત્ર લગ્નોને ધારાકીય રક્ષણ આપી કાયદો અનુચીત અને અવૈજ્ઞાનિક કાયદો બનાવવાની તજવીજ કરી ખાપપંચનો વિરોધ કરી રહી છે.

**- શાખા –**

સંસ્કૃત શબ્દ શાખાનો શબ્દાર્થ ડાળી અથવા અવયવ થાય છે. જેને વિભાગ તરીકે પણ શબ્દોપયોગમાં લેવામાં આવે છે. આર્યધર્મનાં મુખ્ય ધર્મપુસ્તકો ચાર વેદો છે. આ ચારે વેદોનાં અલગ અલગ વિભાગોનું શિક્ષણ આપવાં માટે વિવિધ વિદ્વાન શિક્ષકો કે રૂષિઓએ કોઈ એક ખાસ વેદ અથવાં એનાં ભાગ પર પોતાની અભિરુચી અને પ્રવીણતા અનુસાર શરુ કરવામાં આવેલ જુદાં જુદાં ગુરૂકુળો કે નિશાળોને શાખાનાં નામથી ઓળખવામાં આવે છે. જે તે વેદની શિક્ષણ પદ્ધતિ અને પ્રણાલી જે તે નિશાળનાં સ્થાપક ગુરુની છત્રછાયામાં વેદવિદ્યા અભ્યાસ પ્રાપ્તકરનાર અને તે નિશાળનાં ભણતરને અનુસરનાર વિદ્યાર્થીઓને તે પાઠશાળાનાં શાખીન નામથી સંબોધવામાં આવે છે. ઉદાહરણારર્થે જે વિદ્યાર્થીએ શુક્લ યજુર્વેદની મધ્યાદિન શાખામાં અભ્યાસ કર્યો હોય અને તે શાખાને જીવન પર્યંત અનુસરતો હોય તેને મધ્યાદિની કહેવાય છે. ઋગવેદ મુખ્યત્વે છ શાખાઓમાં વહેંચાયેલો છે. [૧] શકલ [૨] અશ્વાલયણ [૩] કૌશીતકી [૪] ભષ્કલ [૫] શંખાયણ [૬] પૈંગી. યજુર્વેદનાં બે વિભગો છે જેમાં એક વિભાગ શુક્લ યજુર્વેદનાં નામે ઓળખાય છે જેની બે શાખાઓ છે [૧] મધ્યાદિન [૨] કણ્વ. બીજો વિભાગ કૃષ્ણ અથવા શ્યામ યજુર્વેદ છે જેની પાંચ શાખાઓ છે [૧] કાત્યાયણ [૨] તૈત્તીરીય [૩] મૈત્રિયાણી [૪] ચરક-કથા [૫] કપીસ્થળ. સામવેદની ચાર શાખાઓ છે [૧] કૌથુમા [૨]

રણયાનીય [૩] જૈમિનીય/તલવક્ર [૪] શત્યાયણ. ચોથા વેદ અથર્વવેદની બે શાખાઓ છે [૧] શૌનક [૨] પૈપ્પલાદ.

ચરણ શબ્દનો ઉપયોગ પણ શાખા શબ્દનાં સમાનાર્થી શબ્દ તરીકે કરવાંમાં આવે છે. ચરણ ગુરુનાં ગોત્રવંશ પર આધારીત છે એવી પણ માન્યતા છે. ચરણનું સગપણ સામાજીક કરતાં શૈક્ષણીક મહત્તા સાથે વધારે જોડાયેલું છે. બ્રાહ્મણોની ઓળખમાં શાખા અથવા ચરણની ખાસ મહત્તા છે જે તેનાં વિદ્યા અભ્યાસની જે તે વેદ અને તેનાં વિભાગની વિદ્વત્તા અને નિપુણતા પ્રદર્શિત કરે છે. તે ઉપરાંત તેમનાં વિદ્યા અભ્યાસની ખાસ નિશાળ સાથેનો સંબંધ પણ પુરવાર કરે છે.



# બ્રાહ્મણ

સંસ્કૃત શબ્દ બ્રાહ્મણનો શબ્દાઅર્થ બ્રહ્માનો અંશ, બ્રહ્મને જાણનારો અથવા બ્રહ્માને આધિન એવો થાય છે. આ ઉપરાંત બ્રાહ્મણનો અર્થ બ્રહ્માનાં સ્વામિત્વનું કે વિશ્વકર્મા બ્રહ્માએ અર્પણ કરેલું એવો પણ થાય છે. બ્રાહ્મણ એટલે આધ્યાત્મિક જ્ઞાનનો ભંડાર ! બ્રાહ્મણ એ સમાજની એવી વ્યક્તિ છે જે બ્રહ્માને જાણે છે, જેને પરબ્રહ્મ સત્યનો સક્ષાત્કાર છે અને જે બ્રહ્મજ્ઞાન અને બ્રહ્માનો જ્ઞાતા છે. બ્રાહ્મણોને વિપ્ર, દ્વિજ (બે વાર જન્મેલો) દ્વોજોત્તમ, ભૂદેવ, ભૂસર જેવાં વિવિધ વિશેષ નામોથી ઓળખવામાં આવે છે. વેદિક્ધર્મ અથવા આર્યધર્મની વર્ણપ્રથા પ્રમાણે આર્ય જનસમાજને ચાર વર્ગોમાં તેમનાં વ્યવસાયનાં ધોરણે વહેંચવામાં આવ્યો છે. આ ચાર વર્ગો બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને સુદ્ર છે. આ વર્ણવ્યવસ્થા સમાજને સર્વવર્ણોનાં સહકારથી સુનિયોજીત અને કાર્યદક્ષ રીતે હળીમળીને ચલાવવાનાં આશયથી બનાવવામાં આવી હતી. આ વર્ણપ્રથા સંપૂર્ણ પણે વ્યવસાય અવલંબિત હતી જે સામાન્ય અને સ્વાભાવિક રીતે જ વંશ પરંપરાગત દરેક વ્યવસાયમાં સ્વિકારવમાં આવતી હતી કારણકે  જેતે વ્યવસાયની કળા સહજ અને સ્વાભાવિક રીતે બાળપણથીજ કૌટુંબિક વારસામાં ઉતરતી હતી. આ કારણોને લીધે સામાન્ય રીતે આ આર્યવર્ણોનાં વ્યક્તિનાં જેતે વર્ણમાં ઉત્પન્ન કે જન્મ થવાં પર જ તેમનાં વર્ણ આધારીત હતાં એમ કહેવું સંપૂર્ણ પણે સાચું નથી. વ્યક્તિ પોતાનાં ગુણ, ચારિત્ર્ય, લાયકાત, જ્ઞાન, ચાતુર્ય, વિદ્વત્તા અને કાર્ય પ્રમાણે પોતાનો વ્યવસાય નિયુક્ત કરવાનો સ્વતંત્ર અધિકાર હતો. વ્યક્તિનો વ્યવસાય કે વર્ણ તેની તે વ્યવસાયમાં જ્ઞાન, નિપુણતા અને વિદ્વત્તા અને કાર્યદક્ષતા પર અવલંબિત હતું. મહર્ષિ અત્રી પોતાની સ્મૃતિ રચનામાં બ્રાહ્મણની વ્યાખ્યા નીચે મુજબ વર્ણાવી છે

जन्मना जायते शुद्रः । संस्काराद द्विज उच्यते ।
वेद्पाठी भवेद विप्रः । ब्रह्म जानाति ब्राह्मणः ।

જેનો અર્થ એ થાય છે કે દરેક વ્યક્તિ શુદ્ર (અજ્ઞાની) છે . સંસ્કારોથી તે દ્વિજ બને છે. વેદપાઠોનાં અધ્યયનથી વિપ્ર બને છે અને બ્રહ્માનો સક્ષાત્કાર કરી તે બ્રાહ્મણ બને છે. જેણે બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કર્યું હોય તે બ્રાહ્મણ. બ્રાહ્મણોનું મુખ્ય સામાજીક કાર્ય ધર્મ, ન્યાય અને વિજ્ઞાનનું શિક્ષણ આપવાનો, ધર્મનો પ્રચાર પ્રસાર કરવાનો, ધર્મનાંપાલન અને રક્ષણ પર ધ્યાન આપવાનો અને સમાજને આધ્યાત્મિક્તા તરફ પ્રેરવાનું છે.

ક્ષત્રિયવર્ણનું કાર્ય પ્રજા અને ધર્મનું પાલન, રક્ષણ અને ન્યાય કરવાનું હતું. વૈશ્યવર્ણનું કાર્ય સમાજની સુવ્યવસ્થા અને વ્યાપારનું હતું. જ્યારે શુદ્રવર્ણનું કાર્ય આ ત્રણે વર્ગોને તેમના વ્યવસાયમા શારીરિક રીતે સહાયક બની સમાજની અર્થ વ્યવસ્થાને આગળ ધપાવવાનું હતું. બ્રાહ્મણ વર્ગનું કાર્ય અન્ય વર્ણોમાં ધર્મજ્ઞાન અને શિક્ષણ આપવાનું મહત્વનુ દાયિત્વ હોવાને કારણે સમાજનાં અન્ય વર્ગો તેને બહુમાન અને આદર આપતાં હોવાને કારણે બ્રહ્મણવર્ણને અર્યાજનોનાં સમાજમાં એક વિશેષ મહત્વનું ઉચ્ચતમ સ્થાન પ્રદાન કરવામાં આવ્યું હતું. જેનાં કારણે આર્યવર્ણ વ્યવસ્થામાં બ્રહ્મણોને સર્વોત્તમ ગણિને પ્રથમ સ્થાન આપવામાં આવ્યું હતું. જે અન્ય વર્ણોની બ્રાહ્મણો પ્રત્યેની આસ્થા, આદરભાવ અને સન્માનનું પ્રતિક હતું. આરીતે બ્રાહ્મણોનાં વર્ગને સમાજે બહુમાન આપીને સર્વમાન્ય, સર્વમાનનીય, સર્વોપરી, ઉચ્ચતમ અને સર્વોચ્ચ ગણાવ્યો હતો. જે બ્રાહ્મણ પોતાનાં ગોત્ર, પ્રવર, વેદ, શાખા, અતક, શીવ, દેવી, ગણપતી અને ભૈરવ એમ નવ વંશઓળખનાં પરંપરાગત વિવિધ અંગોને જાણે છે એજ ખરેખર સાચો બ્રાહ્મણ ગણાય છે આથી દરેક બ્રાહ્મણને આ વિગતો કંઠસ્ત હોવી જરૂરી છે અને આ માહિતીને પેઢી દર પેઢીએ પ્રસરાવતા રહેવાની દરેક બ્રાહ્મણની ધાર્મિક, સામાજીક અને નૈતિક જવાબદારી અને દાયિત્વ છે. આજનાં આ યુગમાં આવી માહિતીઓ લુપ્ત થઈ રહી જે આપણી સંસ્કૃતિ અને પરંપરાનાં અસ્તિત્વ માટે ભયરૂપ હણિ રહી છે.

વેદિક અને પ્રાચિન કાળમાં રાજા મહારાજાઓ પોતાનાં રાજ્યનો કારભાર બ્રાહ્મણોની સલાહ, સુચના અને આજ્ઞા મુજબ તેમનાં આશિર્વાદ લઈને જ કરતાં. બ્રાહ્મણો સમાજનાં માર્ગદર્શક, શિક્ષક, શુભચિંતક, શુભેચ્છક, ધર્મપ્રચારક, ધર્મસ્થાપક, ધર્મરક્ષક અને ન્યાય અને નીતિવર્ધક હતાં તેથી આર્ય સમાજ પદ્ધતિનાં તમામ વર્ણો બ્રાહ્મણોને માનનીય અને પૂજનિય દ્રષ્ટિથી જોતાં. રાજા મહારાજાઓ પણ બ્રાહ્મણોને પોતાનાં સિંહાસન પરથી ઉભાં થઈને ભર્યાં રાજદરબારમાં નતમસ્તક સાથે પ્રણામ કરી આદર સન્માન સાથે સત્કાર કરતાં હતાં. જે બ્રાહ્મણોની આર્યપ્રજાનાં જીવનમાં અગત્યતા અને સર્વોત્તમ સ્થાનનો જ્વલંત પુરાવો છે. બ્રાહ્મણોએ સમાજમાં પ્રાપ્ત કરેલ આ ઉચ્ચ સ્થાન કે મોભ્ભો તેમનાં સમાજ પ્રત્યે તેમની સેવા, કર્તવ્ય અને દાયિત્વને અભારી હતો.

બ્રાહ્મણજાતીમાં જન્મલેવાની સાથે કર્મમાં પણ બ્રહ્મને અનુસરનાર વ્યક્તિને જ સાચો બ્રાહ્મણ આલેખવામાં આવ્યો છે. મહર્ષિ યક્ષનાં નિરુક્તમાં કહ્યા અનુસાર '' ब्राह्मण जानाती ईति ब्रह्मा''। એટલે જે વ્યક્તિ બ્રહ્માને જાણે છે, જે બ્રહ્માનાં જ્ઞાનને સમજે છે અને

જે બ્રહ્માનો સાક્ષાત્કાર કરે છે તે બ્રાહ્મણ છે. આથી બ્રાહ્મણનો સામાન્ય અર્થ ભગવાનને જાણનાર કે સમજનાર એવો થાય છે. વેદિક અથવા આર્યધર્મની એ સમયની સામાજીક વર્ણપ્રથા વ્યક્તિનાં વંશ પરંપરાગત કૌટુંબિક વ્યવસાય અને તેનાં પેઢી દર પેઢી તરફથી પ્રાપ્ત થયેલ વ્યવસાયિક જ્ઞાન અને અનુભવ પર આધારીત હોવાને કારણે વર્ણપ્રથા વ્યક્તિનાં જે તે વર્ણમાં જન્મ લેવા પર પણ આધારીત થઈ ગઈ હતી. પરંતુ પોતાનાં કર્મથી અને વિદ્વત્તાથી કોઇ પણ વ્યક્તિ અન્ય વ્યવસાય કે વર્ણ ગ્રહણ કરી શક્વાની વ્યવસ્થા પણ અમલમાં હતી. ઉદાહરણાર્થે ક્ષત્રિયવર્ણમાં જન્મેલાં અને વ્યવસાયથી ક્ષત્રિય રાજા વિશ્વનાથ મહર્ષિ વિશ્વામિત્ર રાજર્ષિમાંથી બ્રહ્મર્ષિ બની શક્યા હતાં અને ભગવાન પરશુરામ બ્રાહ્મણ વર્ણમાં અવતર્યાં હોવાં છતાં તેઓ એ શસ્ત્રોને ધારણ કરી બ્રહ્મક્ષત્રિય કે રાજર્ષિ બન્યાં હતાં.

શાસ્ત્રોમાં બ્રાહ્મણોનો સ્વભાવ કેવો હોવો જોઈએ એનાં અનુસંધાનમાં એક શ્લોક છે જેમાં કહ્યું છે કે '' समोदमस्तपः सौचम, क्षंथिरार्जवमेवच ।

ज्ञानम विज्ञानमास्तिक्यम, ब्रह्मकर्म स्वभावजम । ''

જેનો અર્થ એ થાય છે કે બ્રહ્મ એ છે જેનો લાગણીઓ પર અંકુશ, ઈંદ્રીયો પર કાબુ, પવિત્રતા, સહનશીલતા,સાદગાઈ અને ધ્યાન તેમજ જ્ઞાન અને વિજ્ઞાનમાં શ્રદ્ધા હોય. આપણાં શાસ્ત્રોમાં બ્રાહ્મણનાં કર્તવ્ય વિષે પણ શ્લોક છે જેમાં કહ્યું છે કે '' अध्यापनम अध्ययनम, यज्ञम, याज्ञनम तथा, दानम प्रतिग्रहम चैव, ब्राह्मणानामम कल्पयात ।'' જેનો ભાવાર્થ એ થાય છે કે બ્રાહ્મણ તે તે કહેવાય છે જે શિક્ષણ આપે છે, પોતે ભણે છે, યજ્ઞ કરે છે, યજ્ઞ કરાવે છે, દાન લે છે અને દાન આપે છે. આ રીતે બ્રાહ્મણોનાં કર્તવ્ય, ચાલચલગત, વર્તન, રહેણીકરણી, સ્વભાવ અને કાર્ય પર શાસ્ત્રોમાં સવિસ્તાર છણાવટ કરવામાં આવેલ છે. આ ઉપરાંત બ્રાહ્મણોનું મુખ્ય કર્તવ્ય સમાજ અને ધર્મનાં રક્ષણાર્થે અન્યવર્ગોને ધર્મશાસ્ત્ર, રાજનીતિ, સમાજ્શાસ્ત્ર, વિજ્ઞાન અને શસ્ત્રવિદ્યાનું શિક્ષણ આપવાનું, પ્રેરણા આપવાનું અને જરૂર પડ્યે શસ્ત્રો અને અસ્ત્રોને સ્વયં ગ્રહણ કરી સમાજ, સત્ય અને ધર્મનાં રક્ષણ માટે રણમેદાનમાં ઉતરી યુદ્ધ કરવાનું છે.

આર્યધર્મ કે સનાતનધર્મનાં પ્રારંભથી જ આર્યજાતીનાં જનસમાજમાં બ્રાહ્મણોનો વ્યવસાય સમાજનાં શિક્ષક, માર્ગદર્શક, સહાયક, સલાહકાર, શુભચિંતક, ધર્મસંસ્થાપક, ધર્મરક્ષક અને ધર્મ પ્રચારક તરીકેનો રહ્યો છે. બ્રાહ્મણો ધર્મ અને સમાજનાં સંચાલનમાં અન્ય વર્ણોને સદાય માર્ગદર્શન, પ્રોત્સાહન અને સલાહ આપતાં આવ્યાં છે. જે કારણે જ

તેમની ગણના આર્યોની વર્ણપ્રથામાં ઉચ્ચ સ્થાન પર કરવામાં આવી છે. આર્યોનાં ચતુર્થવર્ણો રચિત સમાજમાં મુખ્યત્વે બ્રાહ્મણોએ ધર્મ, જ્ઞાન, શસ્ત્રવિદ્યા અને વિજ્ઞાનના શિક્ષક, ધર્મપ્રચારક, તત્વજ્ઞાની, કર્મકાંડી, રાજગુરુ, ન્યાયશાસ્ત્રી, સલાહકાર,શંશોધક, લેખક, કવિ, મંત્રદ્રષ્ટા ઋષિ-મહર્ષિ, ખગોળશાસ્ત્રી વૈજ્ઞાનિકનાં બૌધિક પ્રતિભાશાળી પદો પોતાની બુદ્ધિમતાથી પ્રાપ્ત કરી સમાજનાં કલ્યાણ અર્થે પોતાનું યોગદાન અર્પિત કર્યું છે. બ્રાહ્મણવર્ણે ભારતની સમૃદ્ધી, વિકાશ અને કીર્તિની વૃદ્ધી કરવામાં અને આર્ય ધર્મ, સંસ્કૃતિ, પરંપરા અને ભાષાને જાળવી રાખવાં અને પરદેશિઓ આક્રાંતાઓ સામે રક્ષણ કરવામાં મહામૂલ્ય અને અગત્યનો ફાળો પ્રદાન કર્યો છે.

બ્રાહ્મણો આર્યજાતીનાં ચારે વર્ણોનાં જીવનકાર્યને સુવ્યવસ્થિત રીતે ચલાવવાંમાં અગત્ય અને મહત્વનો ભાગ ભજવતાં આવ્યાં છે. બ્રાહ્મણોનો વ્યવસાય માત્ર પોતાનાં ધર્મોપદેશ અને ક્રિયાકર્મકાંડનાં મુખ્ય વ્યવસાયો સુધી જ સીમીત હતો એવું માનવું પણ મહાન ભૂલ ભરેલું છે. વૈદિકકાળથી ખેતીવાડી, વૈદપણું, વ્યાપાર અને અન્ય વ્યવસાયોમાં પણ પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે ભાગીદાર રહ્યાં છે.  સમય આવ્યે બ્રાહ્મણોએ ક્ષત્રિય બનીને યુધ્ધમાં પણ ઝંપલાવ્યું છે અને રાજ્યનો કારોબાર સંભાળવાં રાજાનાં સિંહાસન પર બેસીને રાજ પણ કર્યું છે. હાલનાં આ યુગમાં પણ અગણિત સફળ અને સમર્થ રાજનેતાઓ, સેનાપતિઓ, યોદ્ધાઓ, કવીઓ લેખકો, વૈદો, વૈજ્ઞાનિકો, સ્વાતંત્ર્યવીરો, વ્યાપારીઓ અને જમીનદારો બ્રાહ્મણ હતાં અને આજે પણ છે.

આજનાં આ પાશ્ચાત્યનાં આંધળાં અનુકરણ અને દાર્શનીક સમાનતાનાં યુગમાં એક સમયનાં વિશેષ સન્માનનીય અને પુજનીય બ્રાહ્મણોને સમાજનાં કુરિવાજો અને ખોટી પ્રથા અને પદ્ધતિઓ માટે માત્ર બ્રાહ્મણોને જ જવાબદાર ગણી બદનામ કરવામાં આવી રહ્યાં છે જે અયોગ્ય અને અવાહિયાત છે. સમાજનાં દુષણો અને કુરિવાજો માટે બ્રાહ્મણો જેટલાં જવાબદાર છે તેટલાં જ જવાબદાર અન્ય વર્ણો પણ છે કારણકે તેઓ પણ એ ખોટી પ્રથાઓ અને કુરિવાજોનાં થોડાં કે મહદ અંશે સહયોગી અને સહભાગી રહ્યાં છે. જ્ઞાતિવાદ અને જ્ઞાતિ લગ્નપ્રથાને વર્ણપ્રથા સાથે જોડીને એ પ્રથાને જાણ્યાં સમજ્યાં વગર ગાળો ભાંડનારાં અને બ્રહ્મણોને બદનામ કરનારાં, કહેવાતાં સુધારકોની આજે ભારતમાં ખોટ નથી. વિવિધ જ્ઞાતિ અને વર્ણો સાથેનાં પરસ્પર લગ્નસંબંધીત વિષયમાં આપણાં સમાજની વિચાધારા અને પ્રતિબંધો પાછળ પણ ગુહ્ય સામાજીક અને મનોવૈજ્ઞાનીક  કારણો છુપાયેલાં છે. જેમાં મુખ્યત્વે ધાર્મિક, સાંસ્કૃતિક, વ્યવહારિક અને

સામાજીક અને વ્યવસાયિક રીતરિવાજો, રહેણીકરણી, આચારવિચાર, શ્રાદ્ધા અને આસ્થા તેમજ આહારવ્યવહારમાં વિવિધ વર્ગો યા જાતિઓમાં પ્રવર્તતી ભિન્નતા અને અસમાનતાને અને તે સમયની પ્રણાલીને અનુલક્ષીને જ સુચીત અને સાવધાન કરવામાં આવ્યાં છે. તેમ છતાં વેદીક, સનાતન કે આર્ય ધર્મે પ્રાચિન કાળથી વિવિધ જાતિ વચ્ચેનાં લગ્નોને અપનાવ્યાં છે પરંતુ તેને સંપુર્ણ પણે પ્રોત્સાહન પણ આપ્યું નથી જેનું મુક્ય કારણ પણ આ સામાજીક અને વ્યવહારીક કારણો જ હોય શકે છે. જાતિ કે જ્ઞાતિવાદનો કટ્ટર વિરોધ કરનારાંઓ એ પ્રથમ તેનાં મૂળભૂત સિદ્ધાંતોનો પણ અભ્યાસ કરવો જોઈએ. સ્વામિ વિવેકાનંજીએ કહ્યું હતું કે " વિશ્વનાં કોઈ પણ બીજાં રાષ્ટ્રે ક્યારેય સામનો કર્યો ન હોય એવાં પરદેશીઓનાં દારૂણ હુમલાઓ સામે માત્ર જાતિવાદ પ્રથાએ જ તેને ખમી લઈને તેમજ રક્ષણ કરીને ભારતીય સમાજને પરદેશીઓ સામે ટુકડે ટુકડાં થઈને વેર વિખેર થતાં બચાવ્યો હતો."

એક સમયનાં પૂજનીય, વંદનીય, આદરણીય, માનનીય ગણાતાં બ્રાહ્મણો આજે આપણાં સમાજમાં ઉપેક્ષા, અનાદર, અપમાન, અવગણના, ટીકા અને ધૃણાને પાત્ર બન્યાં છે જેનું મુખ્ય કારણ ઘણાં બ્રહ્મણો તેમનાં બ્રહ્મત્વને ગુમાવી રહ્યાં છે. આપણાં ધર્મોપદેશક બ્રાહ્મણ સમુદાયમાં આજે કેટલાંક બ્રાહ્મણો ધર્માચરણ અને, સિદ્ધાંતોનું પાલન અને આચરણ કરતાં નથી. આજે બ્રાહ્મણ સમાજનાં કેટલાંક વ્યક્તિઓ પોતે બ્રાહ્મણ હોવાનું સ્વાભિમાન, ગૌરવ અને સ્વમાન ગુમાવી ચુક્યાં છે અને પોતાની કહેવાતી પાશ્ચાત્ય અને મોડર્ન જીવશૈલીથી ધર્મ મર્યાદાને વટાવીને બ્રાહ્મણ નામ અને જ્ઞાતિને કલંકિત કરી રહ્યાં છે. ઉદાહરણાર્થે આજનાં આ કળીયુગમાં કેટલાંક પરદેશવાસી અને ઘણાં ભારતવાસી બ્રાહ્મણો અને તેમનાં પરિવારો પણ એટલાં "મોડર્ન" બની ગયાં છે કે તેમને "મેક ડૉનાલ્ડ" નાં 'બીફ અને હામ બર્ગર" કે મસાલેદાર તાંદુરી ચિકન અને મરઘા બકરાંનો માંસાહાર અને અન્ય અનૈતિક કાર્યો કરવામાં કોઈ લાજ શરમ, ક્ષોભ, નાનમ કે નીચતા લાગતી નથી. અરે! શરમની વાત તો એ છે કે બ્રાહ્મણોનાં લગ્ન પ્રસંગમાં પણ માંસાહારની વ્યવસ્થા દ્રષ્ટીગોચર હવે થઈ રહી છે. મહદ અંશે માંસાહારી ભારતીય સમાજ પંણ આવાં શુભ પ્રસંગોએ અને ધાર્મિક તહેવારોએ માંસાહારને બાધ્ય ગણતાં હોય છે ! આ ઉપરાંત વધુ શરમજનક બીજી એ વાત છે કે આજે પરદેશ અને ભારતમાં વસતાં કેટલાંક બ્રાહ્મણ સમાજનાં અગ્રગણ્ય અને શિક્ષિત બ્રાહ્મણ કુટુંબોની ગૌપુજક કન્યાઓને ગૌહત્યારાં અને ગૌભક્ષક મુસ્લિમોને પરણાવવાનાં કે ધર્મપરિવર્તન કરી

ગયેલ પોતાનાં પુત્રો અને પુત્રીઓનો પાછળથી સ્વિકાર કરી લઈને તેમની સાથે સામાજીક અને કૌટુંબિક સંબંધ બાંધવાનાં બનાવોની સંખ્યામાં દિનપ્રતિદિન વધારો થયાંનાં સમાચારો આગળ આવતાં રહયા છે. આજે આધુનિક વિચારધારા, આંધળો પ્રેમભાવ, સ્વતંત્રતા, સર્વધર્મ સમભાવ અને બિનસાંપ્રદાયિક્તાનાં ભ્રમમાં ભમતાં આવાં બ્રાહ્મણ કુટુંબો કે જેઓએ પોતાની પુત્રી/પુત્રોને મુસ્લીમો સાથે પરણાવી કે જાતે પરણી ગયાં અને ધર્મપરિવર્તન કરી ગયાં પછી પણ તેમને અપનાવી તેમની સાથે સામાજીક અને કૌટુંબિક સંબંધો બાંધ્યા છે. તેઓ ભૂલી રહયાં છે કે તેઓ એક ગાયને ખાટકીની ખૂંટીએ બાંધીને પોતાનાં ધર્મ, વર્ણ અને પોતાની સામાજીક પ્રતિષ્ઠાને ઘોર અન્યાય અને મહાપાપ કરીને સારાંએ આર્ય કે હિંદુ સમાજને આત્મઘાત તરફ દોરી રહ્યાં છે. મુસ્લીમ ધર્મ અન્ય ધર્મની સ્ત્રી કે પુરુષને તેમનાં ધર્મમાં ધર્મપરિવર્તન કર્યાં વિના કદી પણ સ્વિકારતો નથી અને આવાં પરધર્મી ધર્માંતણ કરેલ સ્ત્રીઓને આયશા (એટલે મોજમઝા કરવાનું સાધન) જેવાં નામોશી ભર્યાં નામથી નવું ધાર્મિક નામાંકરણ કરે છે. ઉદાહરણાર્થે બોલીવુડની અનેક હિંદુ સ્ત્રીઓ કે જે મુસ્લીમોને પરણી છે તેઓનાં નામ મહદ અંશે આયશા તરીકે જ આપવામાં આવ્યાં છે. આજે પરધર્મની કન્યાઓને જુઠ્ઠાં પ્રેમની માયાજાળમાં ફસાવીને તેમેનું ઈસ્લામ ધર્મમાં ધર્મપરિવર્તન કરાવીને લગ્ન કરી લેવાનું એક મોટું શડયંત્ર ઈસ્લામનાં મૌલવીઓએ ઘડી કાઢ્યું છે અને પોતાની યોજનાને શાકાર કરવાં મુસ્લીમ યુવાનોને અન્યધર્મોની છોકરીઓને પટાવવાં માટે હજારો રૂપીયા, ડૉલર કે પાઉન્ડની ખાસ આર્થિક સહાય મસ્જીદો અને મુસ્લિમ સંસ્થાઓ પુરી પાડે છે. મુસ્લીમ સાથે લગ્ન કરનારાં બ્રહ્મણ યુવા યુવતિઓને અપનાવતા અને સહકાર આપતાં બ્રાહ્મણ કુટુંબો એ ભુલે છે કે તેમનું આ કૃત્ય આપણાં ધર્મની એક વ્યક્તિને ગુમાવીને શત્રુઓની પ્રજોત્પત્તિ વધારવામાં સહાયક બની રહ્યું છે. આચાર્ય શ્રી ધર્મેન્દ્રજીનાં શબ્દો કહીએ તો, '' એક ગૌભક્ષકને ગૌરક્ષક અને શાકાહારી બનાવવો એ ધર્મ છે પરંતુ એક ગૌપુજકને ગૌભક્ષકોને ત્યાં અર્પણ કરવાં એ મોટો અધર્મ અને મહાપાપ છે.''

એક યુગનાં પૂજનીય, વંદનીય, આદરણીય અને સમાજનાં સર્વોચ્ચ પદાધિકારી ગણાતાં બ્રહ્મણોનાં આ પ્રકારનાં સામાજીક અને ધાર્મિક અધઃપતન માટે બ્રાહ્મણ સમાજનાં આવાં વ્યક્તિઓ અને તેમને શાંખી લેનાર કુટુંબો અને સમાજ જ જવાબદાર છે. જો બ્રાહ્મણ સમાજ આ દિશામાં કોઈ સખત પગલાં ભરવામાં ઢીલ રાખશે તો સમાજમાં બ્રાહમણોની રહી સહી શાખ પણ ગુમાવવાનો વારો આવવાનાં દિવસો દૂર નથી. સમાજને દોરનાર

અને માર્ગદર્શન અને ઉપદેશ આપનાર વર્ગ જ જો અધોગતીનાં પંથે જશે અને ધર્મને સાંચવનાર અને રક્ષણ કરનાર બ્રાહ્મણો જ જો પોતાની કન્યાને આપણાં આર્ય કે હિંદુધર્મને અધર્મ માનનારાં, તેનો સર્વનાશ કરવાં સદા તત્પર અને આર્યો કે હિંદુઓને કાફીર કહેનારાં કટ્ટર મુસ્લીમધર્મનાં અનુયાયી સાથે પોતાની પુત્રીને પરણાવી તેની સાથે સગપણનો સંબંધ બાંધશે તો આર્ય સમાજનાં બીજા વર્ગોને પોતાનો, પોતાનાં ધર્મનો અને પોતાના વર્ણ, કુળ અને ગોત્રનો નો ઉદ્ધાર કરવાંનાં બોધ પાઠોની શિક્ષા કોણ આપશે ? બ્રાહ્મણ તો આર્યોની ચતુષ્ઠવર્ણપ્રથાનાં જીવંત શરીરનું મસ્તક છે જો એ છેદાયને છીન્નભિન્ન થઈ જશે તો ત્રણેય વર્ણોનું ધડ નિશપ્રાણ બની જશે.

બ્રાહ્મણોનું કર્તવ્ય છે ધર્મપાલન, ધર્મપ્રચાર અને ધર્મસંસ્થાપન અને ધર્મરક્ષા. એ કર્તવ્યોનું પાલન દરેક બ્રાહ્મણનો ધર્મ છે. મુસ્લીમ, ખ્રિસ્તી અને અન્ય પરદેશી વિધર્મીય પ્રાજાઓનાં દારૂણ અને ઘાતકી હુમલાઓ સામે આજે પણ આર્યધર્મ અડગ અને અવિચળ ઉભો છે તેનું મુખ્ય કારણ પણ બ્રાહ્મણો જ છે. ભારત પર થયેલાં પરદેશી અને પરધર્મીઓનાં આક્રમ અને ઘાતકી હુમલાઓનો મુખ્ય શીકાર પણ બ્રાહ્મણો જ બન્યાં હતાં. ઇતિહાસ એ વાતનો સાક્ષી છે કે પરધર્મીઓની ક્રૂરતા અને અત્યાચારોનો ભોગ બ્રાહ્મણવર્ણે અન્ય વર્ણોની સરખામણીમાં અત્યંત વિશેષ અનુભવ્યો હતો આજે પણ ખ્રિસ્તી અને મુસ્લીમ પરધર્મીઓ હિંદુઓનું ધર્મપરિવર્તન કરાવી ખ્રિસ્તી અને મુસલમાન બનાવવાનાં પોતાનાં કાળાં કરતુતોનાં માર્ગનાં અભિયાનમાં બ્રાહ્મણોનેજ મોટામાં મોટી બાધા અને વિધ્નરૂપ સમજે છે. જેને કારણે તેઓ વર્ણપ્રથા સાથે ખોટાં આક્ષેપો કરી બ્રાહ્મણોને બદનાંમ કરી દલીતવર્ગને બ્રાહ્મણ સમાજ સામે તિરસ્કાર અને ધૃણાની લાગણી ફેલાવી તેમને બ્રાહ્મણોની વિરુદ્ધ ઉશ્કેરે છે.

બ્રાહ્મણ સમાજનો ધર્મગુરુ, ન્યાય અને નીતિજ્ઞ, સલાહકાર, શિક્ષક, માર્ગદર્શક અને સર્વે વર્ણોનો શુભચિંતક છે તેનાં જ કારણે બ્રાહ્મણવર્ગ આર્ય સમાજપ્રથાનો મુખ્ય અને મહ્ત્વનો અંગ રહ્યો છે. હાલનાં આ ભૌતિકવાદ અને પાશ્ચાત્ય સંસ્કૃતિનાં વાયરાનાં યુગમાં બ્રાહ્મણો એ સમાજમાં પોતાની પ્રતિષ્ઠા, પ્રભાવ, માન અને વર્ચશ્વ અને પ્રભુત્વને કાયમને માટે પુનઃસ્થાપિત કરવાં કુરિવાજોને તિલાંજલી આપી ધર્માચરણ અને મર્યાદાઓનું પાલન કરી આપણાં આર્યધર્મ, વેદિકધર્મ કે સનાતનધર્મનાં અસ્તિત્વ, ભવ્યતા, ગરિમાને સાંચવી અને જાળવી રાખવાનાં તેમજ कृण्वन्तो विश्वमार्यम। નાં ધ્યેયનાં બ્રહ્મદાયિત્વને પરિપૂર્ણ કરવાં દરેક બ્રાહ્મણે કટિબદ્ધ થવું પડશે.

# બ્રહ્મણોનું વર્ગીકરણ

આર્યવર્ત કે ભારતવર્ષનાં સર્વ બ્રાહ્મણો તેમનાં વર્ણનાં જનસમુદાયનાં વિવિધ વંશગોત્રો અને ગુરુગોત્રોની ઓળખ સિવાય વેદીકકાળમાં તેઓ બધાં એક જ પ્રકારનાં બ્રાહ્મણો તરીકે જ ઓળખાતાં હતાં. ભારતનાં મહાન વ્યાકરણશાસ્ત્રી પાણિનીનાં સિદ્ધાંત કૌમુદિ અનુસાર ઇસ્વિસન પુર્વે ચોથી સદીમા અથવા વિક્રમ સંવતનાં ૩૫૦ વર્ષ પૂર્વે બ્રાહ્મણોનો વર્ણ બે વિભાગોમાં વહેંચાયેલો હતો. આર્યવર્તનાં ઉત્તર વિભાગમાં રહેતાં ઉદિચ્ય બ્રાહ્મણો અને દક્ષિણમાં રહેતાં પ્રાચ્ય બ્રાહ્મણો તરીકે ઓળખાતાં હતાં. કાળાંતરે આ સરસ્વતી અને ગંગાનાં કિનારાનાં વિસ્તારમાં વસતાં બ્રાહ્મણોની પ્રજોત્પત્તિની સંખ્યામાં વૃદ્ધિ થતાં તેમનાં વંશોએ સમય જતાં પુર્વ પશ્ચિમ અને દક્ષિણ તરફનાં દૂર દેશાંતર કરી ત્યાં સ્થાયી થવાથી ભૌગોલિક દ્રષ્ટીમાં પરિવર્તન આવવાને કારણે મુખ્યત્વે તેમનું વર્ગીકરણ કે વિભાજન બે વિભાગોમાં નવાં નામકરણથી કરવામાં આવ્યું. જેનું વર્ણન કલ્હાણની ‘રાજતરંગીની’ પુસ્તક્માં નીમ્ન લિખિત શ્લોકમાં વર્ણાવવામાં આવ્યું છે.

**कर्णाटकाश्च तैलंगा द्राविडा महाराष्ट्रकाः ।**

**गुर्जराश्चेति पञ्चैव द्राविडा विन्ध्यदक्षिणे ।।**

**सारस्वताः कान्यकुब्जा गौडा उत्कलमैथिलाः ।**

**पन्चगौडा इति ख्याता विन्ध्स्योत्तरवासिनः ।।**

જેનો અર્થ એ થાય છે કે કર્ણાટક, તૈલંગા, દ્રવિડ, મહારાષ્ટ્ર, અને ગુજરત મળીને આ પંચ એટલે પાંચ પ્રદેશોનાં બ્રાહ્મણો કે જેઓ વિંધ્યપર્વતમાળાની દક્ષિણ દિશામાં નિવાસ કરે છે તેઓ પંચદ્રવિડ બ્રાહ્મણો તરીકે ઓળખાય છે. સરસ્વત (એટલે સરસ્વતી નદીનાં કાંઠાનાં વિસ્તારમાં રહેતાં), કન્યાકુબ્જ, ગૌડ(નેપાળ વિસ્તાર), ઉત્કલ અને મૈથિલા (બિહાર,બંગાળ અને પુર્વીય પ્રાંત) પ્રદેશમાં રહેતાં બ્રાહ્મણો કે જેઓ વિંધ્યપર્વતમાળાની ઉત્તર દિશામાં નિવાસ કરે છે તેઓ પંચગૌડ બ્રાહ્મણો તરીકે ઓળખાય છે. આ રીતે જગદગુરૂ આદી શંકરાચાર્યનાં સમયમાં (વિ.સં. ૮૪૪-૮૭૬) બ્રહ્મણોનાં વર્ણને મુખ્યત્વે નવા નામધારી બે વિભાગોમાં અને દરેક વિભાગને પાંચ પેટાવિભાગોંમાં વિભાજીત કરવામાં આવ્યો. એ સમયે સરસ્વતી નદીનો પ્રદેશ, કનૌજ, અયોધ્યા, આગ્રા અને દિલ્હી કે જે કન્યાકુબ્જનો પ્રદેશ ગણાતો હતો. બિહાર બંગાળ અને પુર્વીય પ્રાંત મૈથીલીનો

પ્રદેશ ગણાતો અને ગંડકી અને કૌષિકી નદીનો ગૌડ પ્રદેશ ગણાતો હતો, પંચગૌડ બ્રાહ્મણો આ વિસ્તારના મથુરાનાં ચોબાઓ અને મગધનાં પંડાઓ સિવાય બીજાં બધાંજ બ્રાહ્મણો કન્યાકુબ્જ બ્રાહ્મણો તરીકે ઓળખાતાં હતાં. કાળાંતરે આ પંચગૌડ અને પંચદ્રવિડ બ્રાહ્મણો અન્ય પેટા વિભાગોમાં તેમનાં સ્થાનિક પ્રદેશો, શહેરો, કે ગામો, વિદ્વત્તા, કાર્ય, અભ્યાસ અને પ્રતિષ્ઠા અનુલક્ષીને વિવિધ વર્ગોમાં વિભાજીત થયાં. દાખલા તરીકે અયોધ્યામાં સર્યુ નદીનાં કાઠે રહેતાં પંચગૌડ કે પંચગૌર કન્યાકુબ્જ બ્રાહ્મણોને સુર્યપુરીન બ્રાહ્મણો તરીકે ઓળખાવવામાં આવ્યાં. ગુજરાતમાં વસતાં બ્રાહ્મણો ગુજરાતી, મેવાડમાં વસતાં મેવાડા, મરાઠામાં વસતાં મરાઠી કે મહારાષ્ટ્રીય અને સિદ્ધપુરમાં રહેતાં સિદ્ધપુરીયા બ્રાહ્મણો તરીકેની નવી પેટા ઓળખથી પણ ઓળખાવવાં લાગ્યાં, પંચગૌડ બ્રાહ્મણોનાં પંચે વિભાગોનાં પણ કેટલાંક પેટવિભાગો ઉદભવ્યાં જે નીચે જણાવ્યાનુસાર છે.

## પંચગૌડ બ્રાહ્મણો

### પંચગૌડ સરસ્વત

[૧] સરસ્વત [૨] કાશ્મીરી પંડિત [૩] મોહિયાલ બ્રાહ્મણ [૪] ધીમા બ્રાહ્મણ [૫] રાજાપુર સરસ્વત બ્રાહ્મણ [૬] ગૌડ સરસ્વત બ્રાહ્મણ [૭] શકદ્વિપી બ્રાહ્મણ

### પંચગૌડ કન્યાકુબ્જ

[૧] કન્યાકુબ્જ [કનૌજીયા] બ્રાહ્મણ [૨] સુર્યપરીન બ્રાહ્મણ

### પંચગૌડ ગૌર બ્રાહ્મણો

[૧] ખંડેવાલ બ્રાહ્મણ [૨] કોટા બ્રાહ્મણ [૩] દધિચ બ્રાહ્મણ [૪] ગૌર બ્રાહ્મણ [૫] ત્યાગી બ્રાહ્મણ [૬] સનાધ્ય બ્રાહ્મણ [૭] ડૉગ્રા બ્રાહ્મણ

### પંચગૌડ ઉત્કલ બ્રાહ્મણો

[૧] ઉત્કલ બ્રાહ્મણ

### પંચગૌડ મૈથિલા(બિહાર,બંગાળ અને પુર્વીય પ્રાંત)

[૧] ભૂમિહાર બ્રાહ્મણ [૨] મૈથિલી બ્રાહ્મણ [૩] કુલીન બ્રાહ્મણ [૪] બંગાળી બ્રાહ્મણ [૫] બડાઈ બ્રાહ્મણ

## પંચદ્રવિડ બ્રાહ્મણો

**ગુજરાતનાં પંચદ્રવિડ બ્રાહ્મણ**

[૧] ઔદિચ્ય અથવા ઉદિચ્ય બ્રાહ્મણ **[પંચગૌડ કન્યાકુબ્જનાં વંશજ]**

બ્રાહ્મણ [૬] કેવડિયા બ્રાહ્મણ [૭] અનાવિલ બ્રાહ્મણ [૮] મોઢ બ્રાહ્મણ [૯] મેવાડા બ્રાહ્મણ [૧૦] શ્રી ગૌડ બ્રાહ્મણ [૧૧] સચોરા [૧૨] રિધ્ર-રુધ્ર બ્રાહ્મણ [૧૩] શ્રીમાળી બ્રાહ્મણ [૧૪] સ્વર્ણકાર બ્રાહ્મણ [૧૫] સોમપુરા બ્રાહ્મણ [૧૬] કપિલ બ્રાહ્મણ [૧૭] કનૌજીયા બ્રાહ્મણ [૧૮] કંડોળીયા બ્રાહ્મણ [૧૯] ઉનેવાડ બ્રાહ્મણ [૨૦] બાજખેડવાલ [૨૧] તપોધન બ્રાહ્મણ [૨૨] જાંબુ બ્રાહ્મણ [૨૩] દક્ષણી બ્રાહ્મણ [૨૪] આશાપુરા [25] અનાવિલ બ્રાહ્મણ વગેરે. હાલ ગુજરાતનાં બ્રાહ્મણો જુદી જુદી ચોરિયાંસી જ્ઞાતિઓમાં વિભાજીત થયેલાં નોંધાયાં છે.

આ ઉપરાંત અન્ય બીજી નાની મોટી પેટા જ્ઞાતિઓ પણ છે.

**પંચદ્રવિડ મહારાષ્ટ્રનાં બ્રાહ્મણો**

[૧] ચિત્પવન બ્રાહ્મણ [૨] દેશસ્થ બ્રાહ્મણ [૩] ખરાડે બ્રાહ્મણ [૪] સામવેદી બ્રાહ્મણ [૫] દેવરુખે બ્રાહ્મણ [૬] શિવાલ્લી બ્રાહ્મણ [૭] સમર્થ બ્રાહ્મણ [૮] સ્થાનક બ્રાહ્મણ [૯] તુળુવા બ્રાહ્મણ

**પંચદ્રવિડ કર્ણાટકનાં બ્રાહ્મણો**

[૧] દૈવજ્ઞ બ્રાહ્મણ [૨] હોયસલા બ્રાહ્મણ [૩] બડગનાડુ બ્રાહ્મણ [૪] બબ્બુરુ બ્રાહ્મણ [૫] ઉલૂચ બ્રાહ્મણ [૬] નિયોગી બ્રાહ્મણ [૭] માધવ બ્રાહ્મણ [૮] વૈષ્ણવ બ્રાહ્મણ

[૯] શ્રી વૈષ્ણવ અથવા હેબ્બર શ્રી વૈષ્ણવ અથવા મૈસુર ઐયંગર બ્રાહ્મણ [૧૦] મૈસુર ઐયર બ્રાહ્મણ [૧૨] મુલુકનાડુ બ્રાહ્મણ [૧૩] સંકેતી બ્રાહ્મણ [૧૪] સરસ્વત બ્રાહ્મણ **[ ગૌડ સરસ્વત કરતાં જુદાં પ્રકારનાં]** [૧૫] ગૌડ સરસ્વત**[પંચગૌડ સરસ્વતનાં વંશજ]** [૧૬] તુળુવા બ્રાહ્મણ [૧૭] શૈવાલ્લી બ્રાહ્મણ [૧૮] સ્થાનિક બ્રાહ્મણ [૧૯] કોટેશ્વર બ્રાહ્મણ [૨૦] પડીયા બ્રાહ્મણ [૨૧] સક્લપુરી બ્રાહ્મણ [૨૨] કંડવાર બ્રાહ્મણ [૨૩] ફ્ટા બ્રાહ્મણ [૨૪] હવ્યક  બ્રાહ્મણ [૨૫] મરાઠા બ્રાહ્મણ [૨૬] ખરાડે બ્રાહ્મણ

**પંચદ્રવિડ તૈલંગા અથવા આંધ્ર બ્રાહ્મણો**

[૧] તેલુગુ બ્રાહ્મણ [૨] નિયોગી બ્રાહ્મણ [૩] વૈદિકી બ્રાહ્મણ

**પંચદ્રવિડ દ્રવિડ બ્રાહ્મણો [તામિલનાડુ અને કેરાલા]**

[૧] અચરી બ્રાહ્મણ [૨] ઐયર બ્રાહ્મણ [૩] ઐયંગર બ્રાહ્મણ [૪] નમ્બૂથીરી બ્રાહ્મણ [૫] પુષ્પક બ્રાહ્મણ [અંબાલાવાસી] વગેરે.

આ રીતે આજે બ્રાહ્મણોનું વર્ગીકરણ અને ઓળખ કાળાતરે હજારો વિભાગ અને પેટાવિભાગોમાં પરિવર્તન પામ્યું છે. શુક્લ યજુર્વેદની મધ્યાદિની અને કણ્વ શાખાનાં બ્રાહ્મણોને સથપથ બ્રહ્મણો તરીકે પણ ઓળખવામાં આવે છે. પાણિનીએ લખેલ મંતવ્ય અનુસાર '' उदीच्याः प्राच्येभ्यः पठुत्तराः।'' ઉદીચ્ય બ્રાહ્મણો પ્રાચ્ય બ્રાહ્મણો કરતાં શ્રેષ્ઠ વિદ્વાનો હતાં.



**લુપ્ત થયેલ સરસ્વતીનાં પટમાં વહેતાં નર્મદા નદીની નહેરનાં નીર**

**સરસ્વતી અને નર્મદાનો અદભૂત મહાસંગમ, સિધ્ધપુર**

# ગુજરાતનાં ઔદીચ્ય બ્રાહ્મણોનો ઈતિહાસ

હાલનાં ગુજરાતરાજ્ય અને ભૂતકાળનાં મુંબઈરાજ્યમાં વસતાં વિવિધ પ્રકારનાં બ્રાહ્મણોંમાં ઔદીચ્ય અથવા ઉદીચ્ય બ્રાહ્મણોની જ્ઞાતિથી ઓળખાતાં બ્રાહ્મણોની સંખ્યાં એકંદરે ગણના પાત્ર અને અધિક પ્રમાણમાં છે. આ ઔદીચ્ય અથવા ઉદીચ્ય બ્રાહ્મણોનો ઇતિહાસ અને તેમનાં એ નામાંકરણનો ઇતિહાસ ઘણોજ રસસ્પદ અને પુરાણો છે. જેનાં મૂળ મહારાજા મૂળરાજ સોલંકીનાં સમયકાળનાં ઇતિહાસમાં દટાયેલાં છે. આથી ગુજરાતંનાં ઔદીચ્ય બ્રાહ્મણવર્ગ નવી જ્ઞાતિની ઉત્પત્તિ મહારાજા મૂળરાજને આભારી છે. સ્કંદ પુરાણ અને અન્ય પુરાણો અને શાસ્ત્રો પર આધારીત એકતાળીશ અધ્યાયોમાં રચવામાં અવેલ ઐતિહાસિક ગ્રંથ ‘’શ્રી સ્થલ પ્રકાશ’’, કે જે ‘’ઉદીચ્ય પ્રકાશ’’ તરીકે પણ ઓળખાય છે તે ગ્રંથ અને તેનાં પર્યંત એ ગ્રંથનાં અન્ય ગુજરાતી ભાષાંતરો અનુસાર અનહિલવાડનાં વિજયી સમ્રાટ મહારાજા મૂળરાજ સોલંકીએ ભારતનાં ઉત્તરીય (સંસ્કૃત ભાષામાં ઉદીચ્ય) પ્રદેશમાંથી ૧૦૩૭ કન્યાકુબ્જ બ્રાહ્મણોને તેમેનાં પરિવાર સાથે પોતાનાં રાજ્યમાં પોતાનાં સતાવાર ધાર્મિક રાજ્યાભિષેક તેમજ પાપ પ્રાયશ્ચિતનાં મહાયજ્ઞ અને ભવ્ય રુદ્રમહાલય મંદિરની ખાતમૂહૂર્ત અને પ્રાણપ્રતિષ્ઠાની ધાર્મિકક્રિયાઓ કરાવવાં આમંત્રીત કર્યાં હતાં.

સોલંકી વંશનાં મહારાજા મૂળરાજે પોતાના ભ્રષ્ટ, દુરાચારી અને અત્યાચારી મામા સામંત સિંહ ચાવડાનાં ત્રાસથી મોસાળની પ્રજાને બચાવવાં માટે પાટણનાં સામ્રાજ્ય પર હુમલો કરીને પોતાનાં મામાંને પદભ્રષ્ટ કરવાં તેની રાજકીય હત્યા કરી. મહારાજા મૂળરાજે અણહિલવાડ પાટણનાં સામ્રાજ્યની રાજગાદી શાલીવાહન શકે ૮૬૩. વિક્રમ સંવત ૯૯૮, એટલે ઈસ્વીસન ૯૪૨માં હસ્તગત કરી. રાજા સામંત સિંહ પોતે રાજસ્થાનનાં દક્ષીણ પ્રાંતનાં શ્રીમાળનાં ચાવડા રાજવંશનાં રાજા હોવાથી તેમનાં રાજ પુરોહિતો પણ શ્રીમાળી બ્રાહ્મણો હતાં. આ શ્રીમાળી બ્રાહ્મણોનાં સમાજે તેમનાં આશ્રયદાતા રાજા સામંત પ્રત્યેની વફાદારી અને ભાણેજે પોતાનાં મામાની કરેલ હત્યાનાં ધર્મદોષ નિમિત્ત માનીને તેમનાં રાજકીય અને ધાર્મિક કાર્યોમાં ભાગ લેવાંનો બહિષ્કાર કર્યો. રાજાએ તેમેને ધર્મનાં પ્રાયશ્ચિત રૂપે યજ્ઞ અને પવિત્ર યાત્રાનાં ‘શ્રીસ્થળ’ એટલે હાલનાં સિદ્ધપુર ખાતે એક ભવ્ય રુદ્રમહાલય મંદિર બનાવવાની પ્રતોજ્ઞા લીધાં છતાં પણ આ શ્રીમાળી બ્રાહ્મણોએ

નવા રાજા મૂળરાજનાં પ્રસ્તાવને ગણકાર્યો નહિ અને પોતાનાં નિશ્ચયમાં અડગ રહ્યાં. આવાં કપરાં સંજોગોમાં અન્ય મધ્યસ્થ માર્ગ કાઢવાં છેવટે નાશીપાસ થઈને મહારાજા મૂળરાજે તેમનાં વિદ્વાન દિવાન માધવજી સાથે વિચાર-વિમર્ષ કરીને પોતાનાં સોલંકીવંશનાં ગંગા અને યમુના નદીઓનાં તટ પ્રદેશનાં કન્યાકુબ્જ રાજ્યનાં વિદ્વાન અને પ્રખ્યાત બ્રાહ્મણોને આમંત્રીત કરી ક્રિયાકર્મકાંડ કરાવવા અને તેમને પોતાનાં નવાં અનહિલવાડ પાટણનાં રાજ્યનાં માનનિય પુરોહિતો બનવા વિનંતી કરવાનો નિશ્ચય કર્યો. વેદીક કાળથી ઉદીચ્ય અથવાં ઉત્તરનાં સર્વ બ્રાહ્મણોની ગણના તેમની વિદ્વતા અને ધર્મશાસ્ત્રોમાં નિપુણતાને કારણે ઋષિઓ તરીકે કરવામાં આવતી. આ કારણે રાજા મૂળરાજનાં કુશળ દિવાને મંત્રીઓ અને સહાયકો તેમજ રક્ષાસૈનિકોને કન્યાકુબ્જ પ્રદેશમાં જઈ ચુનંદા વિદ્વાન બ્રાહ્મણોને સમજાવીને અને વિનંતી કરીને આમંત્રણ આપી તેમેને સિદ્ધપુર લાવવાં માટે રવાનાં કર્યાં. આ વિનમ્ર અને બાહોશ મંત્રીઓએ સારાંએ કન્યાકુબ્જ પ્રદેશમાં પ્રવાસ ખેડી વિવિધ નવ વિસ્તારોમાંથી શ્રેષ્ઠ એવાં ૧૦૩૭ બ્રાહ્મણોને તેમેનાં કુટુંબ સાથે લઈને પાછાં ફર્યાં. મહારાજા મૂળરાજે સ્વયં ‘શ્રીસ્થળ’ જઈને આ બ્રાહ્મણોને સન્માનપુર્વક આવકાર આપ્યો. કન્યાકુબ્જ પ્રદેશ એટલે હાલનાં કનોજ વિસ્તારમાંથી આવેલાં આ ૧૦૩૭ બ્રાહ્મણોની યાદી નીચે પ્રમાણે છે.

| | |
|---|---|
| [૧] ગંગા અને યમુના નદીનાં સંગમ ઉપર આવેલ પ્રયાગ તીર્થમાંથી | ૧૦૫ |
| [૨] ચ્યવનઋષિનાં આશ્રમમાંથી સામવેદી બ્રાહ્મણો | ૧૦૦ |
| [૩] સર્યુ નદીનાં તટ ઉપરથી વેદશાસ્ત્ર સંપન્ન સામવેદી બ્રાહ્મણો | ૧૦૦ |
| [૪] કન્યાકુબ્જ એટલે કનોજમાંથી યજુર્વેદી બ્રાહ્મણો | ૨૦૦ |
| [૫] કાશીનગરીનાં ક્ષેત્રમાંથી યજુર્વેદી બ્રાહ્મણો | ૧૦૦ |
| [૬] કુરૂક્ષેત્રમાંથી યજુર્વેદી બ્રાહ્મણો | ૧૦૦ |
| [૭] ગંગાદ્વારથી ઋગવેદી બ્રાહ્મણો | ૧૦૦ |
| [૮] નૈમીશારણ્યમાંથી ઋગવેદી બ્રાહ્મણો | ૧૦૦ |
| [૯] પુષ્કરરાજ [એટલે હાલનું પુષ્કર] નામનાં તિર્થક્ષેત્રમાંથી | ૧૩૨ |
| | ------- |
| | ૧૦૩૭ |

આ નવાગંતુક ૧૦૩૭ બ્રાહ્મણોનો જનસમુદાય આર્યવર્તનાં ઉત્તરાર્ધ ભાગમાંથી આવ્યો હોવાને કારણે તેઓને સંસ્કૃત ભાષામાં ઉત્તર માટે ઉદીચ્ય શબ્દનો પ્રયોગ થતો હોવાથી

ઉદીચ્ય બ્રાહ્મણો તરીકે ઓળખવામાં આવ્યાં. જેનો કાળાંતરે અપભ્રંશ થતાં ઔદીચ્ય બ્રાહ્મણોની જ્ઞાતિ તરીકે ઓળખાયો. મહારાજા શ્રી મૂળરાજ સોલંકીએ શાલીવાહન શકે ૯૨૪ એટલે વિક્રમ સંવત ૧૦૫૯ (ઇસ્વિસન ૧૦૦૩) ને કાર્તિક શુક્લપક્ષ પુર્ણિમા ને ગુરુવારનાં શુભ દિને આ બુદ્ધિમાન વિદ્વાન પંડિતોને સોનુ, રુપુ, ધન-ધાન્ય, ગાયો, અને અન્ય સાધન સામગ્રીઓ સહિત ગામોનું કૃષ્ણાર્પણ કરી દાનમાં આપ્યાં અને તેમને પોતાનાં રાજ્યમાં કાયમી વસવાટ કરવાં પ્રાર્થના કરવામાં આવી. મહારાજા શ્રી મૂળરાજ સોલંકીએ આ પ્રથમ ૫૦૦ બ્રાહ્મણોંને ૧૭૦ ગામો સિદ્ધપુર અને તેની આસપાસનાં વિસ્તારમાં આપ્યાં જેઓ ઉદીચ્ય કે ઔદીચ્ય સહસ્રનાં પેટાવિભાગ સિદ્ધપુરીયા ઉદીચ્ય સહસ્ર બ્રાહ્મણો કે સિદ્ધપુર સંપ્રદાય તરીકે અલગ ઓળખ બનાવી. બાકી રહેલાં ૫૦૦ બ્રાહ્મણોને રાજાએ સિહોર વિસ્તારમાં ૭૦ ગામો આપ્યાં જેઓ અલગ સિહોર સંપ્રદાયનાં સિહોરી ઉદીચ્ય કે ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણનાં નામે ઓળખાયાં. .

આ દરમિયાન ૩૭ બ્રાહ્મણોનું એક જુથ ટોળેવળી પોતાની વાતો અને ચર્ચામાં વ્યસ્ત અને મગ્ન હોવાને કારણે આ પ્રસંગે દાનો ગ્રહણ કરવાથી વંચીત રહ્યા. અંતે જ્યારે આ વાતની પ્રતીતિ રાજાને થઈ ત્યારે તેંમણે તે ૩૭ બ્રાહ્મણોને પાછળથી ખંભાતની આસપાસનાં વિસ્તારનાં ૧૫ ગામોનાં દાન આપ્યાં. આ પ્રસંગ ઉદીચ્ય બ્રાહ્મણોને બે વિભાગમાં વહેંચાવવાને કારણભૂત નિવડ્યો. આ ૩૭ બ્રાહ્મણોનાં ટોળાંનું જુથ ઉદીચ્ય ટોળકિયા બ્રાહ્મણો તરીકે અને બાકીનાં ૧૦૦૦ બ્રાહ્મણોનાં સમૂહને એક હજાર માટે સંસ્કૃત ભાષામાં સહસ્ર શબ્દ હોવાથી ઉદીચ્ય સહસ્ર બ્રાહ્મણો તરીકે અલગ વર્ગમાં ગણના થઈ. આ રીતે ઉત્તર દિશામાંથી શ્રીસ્થલ કે સિદ્ધપુર આવેલાં બ્રાહ્મણોનું પ્રથમ બે વર્ગોમાં વર્ગીકરણ થયું અને કાળાંતરે અનેક વિવિધ વર્ગોમાં વિભાજન થતાં રહ્યાં.

**સિદ્ધપુર સંપ્રદાયનાં ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણોનાં ગોત્ર-**

[૧] ગૌતમ [૨] ભાર્ગવ [૩] કૌશિક [૪] દાલભ્ય [૫] વત્સસ [૬] પારાશર [૭] કશ્યપ [૮] ભારદ્વાજ [૯] શાંડિલ્ય [૧૦] શૌનક [૧૧] વશિષ્ઠ [૧૨] મૌનસ [૧૩] ગર્ગ [૧૪] કુત્સસ [૧૫] ઔદાલક [૧૬] કૃષ્ણાત્રી [૧૭] કૌડિન્ય [૧૮] માંડવ્ય [૧૯] ઉપમન્યુ [૨૦] શ્વેતાત્રી [૨૧] ઔદ્વાહ [૨૨] અત્રી [૨૩] કૌત્સસ [૨૪] ચંદ્રાત્રી [૨૫] પિપ્પલાદ [૨૬] સાંકૃતિ [૨૭] હિરણ્યગર્ભ [૨૮] ઉપમન્યું વગેરે.

આ સિદ્ધપુર સંપ્રદાયનાં ઔદીચ્ય સહસ્ર બ્રાહ્મણોમાં ગૌતમ ગોત્રનાં ૬૭ કુટુંબો હતાં.

**સિદ્ધપુર સંપ્રદાયનાં ઔદીચ્ય સહસ્ત્ર બ્રાહ્મણોની અટક-**

[૧] પાધ્યા [૨] ઉપાધ્યાય [૩] દવે [૪] પંડ્યા [૫] ત્રવાડી [૬] મહેતા [૭] ઠાકર [૮] જાની [૯] આચાર્ય [૧૦] પડિત [૧૧] રાવળ [૧૨] વ્યાસ [૧૩] જોશી [૧૪] પંચોળી [૧૫] આચારજ [૧૬] ઉપાધ્યા [૧૭] પંડયા [૧૭] પાઠક

**સિ્હોર સંપ્રદાયનાં ઔદીચ્ય સહસ્ત્ર બ્રાહ્મણોનાં ગોત્ર-**

[૧] ગૌતમ [૨] ભાર્ગવ [૩] કૌશિક [૪] દાલભ્ય [૫] વત્સસ [૬] પારાશર [૭] કશ્યપ [૮] ભારદ્વાજ [૯] શાંડિલ્ય [૧૦] શૌનક [૧૧] વશિષ્ઠ [૧૨] [૧૩] ગર્ગ [૧૪] કુત્સસ [૧૫] કૃષ્ણાત્રી [૧૬] ગાર્ગ્ય [૧૭] કૌડિન્ય [૧૮] માંડવ્ય [૧૯] ઉપમન્યુ [૨૦] ઉતથ્ય [૨૧] ચંદ્રાત્રી [૨૨] લૌગાક્ષી

**સિહોર સંપ્રદાયનાં ઔદીચ્ય સહસ્ત્ર બ્રાહ્મણોની અટક-**

[૧] પાઠક [૨] ઉપાધ્યાય [૩] દવે [૪] પંડ્યા [૫] ત્રવાડી [૬] મહેતા [૭] ઠાકર [૮] જાની [૯] આચાર્ય [૧૦] પડિત [૧૧] રાવળ [૧૨] વ્યાસ [૧૩] જોશી [૧૪] પંચોળી [૧૫] ઉપાધ્યા [૧૬] પુરોધસ(પરોત) [૧૭] દિક્ષિત

**ઔદીચ્ય ટોળકિયા બ્રાહ્મણોનાં ગોત્ર-**

[૧] કૃષ્ણાત્રી [૨] શાંડિલ્ય [૩] કશ્યપ [૪] વશિષ્ઠ [૫] વત્સસ [૬] પૌલત્સ [૭] અંગીરસ [૮] ભારદ્વાજ [૯] સાંકૃત્ય [૧૦] વચ્છસ

**ઔદીચ્ય ટોળકિયા બ્રાહ્મણોની અટક-**

૧] વ્યાસ [૨] ઉપાધ્યા [૩] દવે [૪] પંડ્યા [૫] જોશી [૬] પુરોહિત [૭] જાની

ગુજરાતનાં ઔદીચ્ય બ્રાહ્મણોની પહેલા મુખ્ય ૧૬ અટકો હતી પંરંતુ તે અટકોમાં કાળાંતરે વ્યવસાય, ભણતર, રહેઠાણ અને વેદોનાં જ્ઞાન પર આધારીત નવી અટકો ઉદભવી જે હાલ ૬૦ અટકોમાં પ્રિવર્તિત થઈ છે. આ ગુજરાતનાં સર્વ ઔદીચ્ય બ્રાહ્મણોમાં સિદ્ધપુરનાં ઔદીચ્ય બ્રાહ્મણો સર્વોત્તમ અને સર્વોચ્ચ તરીકે મનાય છે.

ગુજરાતનાં અનહિલવાડ પાટણનાં રાજ્યમાં ઉત્તર ભારતનાં સરસ્વત પ્રદેશમાંથી આવીને સિદ્ધપુર અને એની આસપાસનાં વિસ્તારમાં વસેલાં ૧૦૩૭ બ્રાહ્મણોના કુટુંબો અને તેમનાં વંશજો ઔદીચ્ય બ્રાહ્મણો તરીકે ઓળખાયાં હતાં. તેઓએ સૈકાઓ સુધી સુખ અને વૈભવી જીવન વિતાવ્યાં પછી આક્રાંતા દાનવી મુસ્લીમોનાં સતત આતંકી અને ઘાતકી આક્રમાણોથી ત્રસ્ત થઈને પોતાનાં અસ્તિત્વ અને ધર્મને બચાવવાં ઘણાં ઔદીચ્ય બ્રાહ્મણો ગુજરાતનો પ્રદેશ છોડવાં લાચાર બન્યાં. તેમણે મેવાડ, રાજસ્થાન, મહારાષ્ટ્ર,

કર્નાટક, ગોમાંતક, કોકણ અને ગુજરાતની આસપાસનાં અન્ય હિંદુરાજ્યોનાં પ્રદેશોમાં શરણ લઈને આશરો મેળવ્યો. કાળાંતરે વ્યવસાય, ભણતર અને ધંધાર્થે ઔદીચ્ય બ્રાહ્મણો સારાંએ ભારત અને વિશ્વનાં અન્ય દેશોમાં પ્રસરી ગયાં. હાલ ઉપલબ્ધ આંકડાઓ મુજબ ઔદીચ્ય બ્રાહ્મણોની કુલ સંખ્યા લગભગ ૪૫૦,૦૦૦ હોવાનો અંદાજ છે. જેમાં ભારતમાં ૩૪૦,૦૦૦, બાંગલાદેશમાં ગુજરાતી અને બંગાળી ભાષી ૨૦ અને પાકિસ્તાનનાં સિંધ પ્રાંતમાં ગુજરાતી અને સિંધી બોલતાં ૧૫૦૦ અને બાકીનાં અમેરીકા, આફ્રિકા, યુરોપ અને વિશ્વનાં અન્ય દેશોમાં વસ્યાં છે. સારાં એ વિશ્વમાં વસતાં ઔદીચ્ય બ્રાહ્મણોની માહિતી અને વિગતો ભેગી કરવાનો ઔદીચ્ય બ્રાહ્મણોની સંસ્થાઓનો સામુહિક પ્રયાસ આવકાર દાયક અને અગત્યનો બની રહેશે.




**ગુજરાત રાજ્યનો નક્શો**

# શ્રીસ્થળ અથવા સિધ્ધપુરનો મહિમા

સ્કંદ પુરાણનાં વર્ણન અનુસાર વેદિક મહાનદી સરસ્વતિનાં તટ પર આવેલ પાંચ મહાતીર્થો માંનું એક મહાતીર્થ શ્રીસ્થળ છે. આ અતિ પાવન તીર્થ શ્રીસ્થળ, સમયે સમયે સિદ્ધપદ, માતૃગયા અને સિદ્ધપુરનાં નામે ઓળખાયું છે. વેદિક અને પૌરાણિક કાળમાં હાલનું આ સિદ્ધપુર મુખ્યત્વે 'શ્રીસ્થળ' ઉપરાંત 'સિદ્ધક્ષેત્ર', 'સારસ્વતતીર્થ', 'પ્રાચી માધવતીર્થ', 'માતૃગયા તીર્થ', 'વ્યાસતીર્થ' વગેરે વિવિધ નામોથી પણ ઓળખાતું હતું. હાલ સિદ્ધપુર તરીકે ઓળખાતું આ વિશેષ મહત્વનું ધાર્મિકસ્થળ ઘણું જ પ્રાચીન અને પૌરાણિક મહાતીર્થસ્થળ છે. પૌરાણીક યુગમાં પ્રસિદ્ધ એવાં મનુરાજાનાં સમયની આ 'કામક્ય વન'ની તપોવનભૂમિ શ્રીસ્થળનાં નામથી ઘણી પ્રખ્યાત હતી. શ્રીસ્થળ અથવા હાલનું સિદ્ધપુર પ્રાચીન સમયમાં નદીઓમાં સર્વશ્રેષ્ઠ, પાવન, પવિત્ર અને પૂજનીય ગણાતી મહાનદી સરસ્વતીનાં તટપ્રદેશ પર આવેલ છે. ૫૦૦૦ વર્ષ પૂર્વે વિલુપ્ત થઈ ગયેલ આ વિશાળ મહાનદીની મહત્તા આર્ય ધર્મ કળાકારિગીરી અને સંસ્કૃતિનાં વિકાશ અને વૈભવ માટે અત્યં મહત્વની હતી. આ કારણે જ વેદોમાં સરસ્વતી નદીનાં ગુણગાન અને મહિમા મુક્ત કંઠે ગાવાંમાં આવ્યાં છે અને તેની અપાર પ્રશંષા કરવામાં આવી છે. ઋગવેદમાં વર્ણાવેલ 'સપ્તસિંધુ' નદીઓમાં સરસ્વતીનદીને ઉચ્ચતમ સ્થાન પ્રદાન કરવામાં આવ્યું છે કારણકે ઋગવેદની રચના આ મહાનદીનાં સુંદર અને રમણીય તટો પર થઈ હતી. આ કારણને લીધે તેને માતા કે જનેતા તરીકે વર્ણાવવામાં આવી છે. ઋગવેદમાં આ પરમ પૂજનીય મહાનદી સરસ્વતીને પાંચ પ્રદેશોનાં મુખ્ય પાંચ તીર્થોમાંથી પ્રવાહીત થતી વર્ણાવવામાં આવી છે. આ તીર્થસ્થળો આદીબદ્રી, કુરુક્ષેત્ર, પુષ્કર, શ્રીસ્થળ (સિદ્ધપુર) અને સોમનાથ છે. જે એ વાત પુરવાર કરે છે કે વેદીકકાળમાં શ્રીસ્થળ (સિદ્ધપુર)નું એક વિશેષ અને મહત્વનાં તીર્થસ્થળ તરીકે અસ્તિત્વ હતું. શ્રી પુરુષોત્તમ સારંગધર શર્માએ પુરાણો પર અધારીત સંસ્કૃતમાં રચના કરેલ 'શ્રીસ્થલ પ્રકાશ' ગ્રંથમાં શ્રીસ્થળનું સુંદર વર્ણન કરી એની મહત્તાને સવિસ્તાર વર્ણવી છે.

પ્રાચીનકાળમાં સૃષ્ટિનાં સર્જનહાર બ્રહ્માજીનાં માનસપુત્ર પ્રજાપતિ મહર્ષિ કર્દમ સરસ્વતી નદીને કિનારે આવેલાં આ શ્રીસ્થળમાં બિંદુસરોવરનાં ઘાટ પર પોતાનાં આશ્રમમાં રહેતાં હતાં. આ બિંદુસરોવરની ઉત્પત્તિ મહર્ષિ કર્દમની તપશ્ચર્યાથી અતિ સંતુષ્ટ અને ભાવુક થયેલાં ભગવાન વિષ્ણુનાં હર્ષાશ્રુમાંથી થઈ હતી એવી માન્યતા છે. આપણાં ધર્મનાં

શાસ્ત્રો મુજબ આજે પણ આર્યવર્ત કે ભારતવર્ષનાં અતિ પવિત્ર પાંચ સરોવરોમાં બિંદુસરોવરની ગણનાં કરવામાં આવે છે. આ બિંદુસરોવરને અલ્હાબાદનાં ત્રિવેણીસંગમ સમાન માનવામાં આવે છે. વિશ્વપાલનહાર વિષ્ણુ ભગવાનનાં આશિર્વાદથી મહર્ષિ કર્દમનાં લગ્ન સ્વયંભુ મનુ મહારાજ અને તેમની રાણી શતરૂપાની પુત્રી દેવહુતી સાથે શ્રીસ્થળમાં થયાં હતાં.  આ મહર્ષિ કર્દમ અને દેવહુતીને ત્યાં નવ પુત્રીઓ અને એક પુત્ર એમ દશ સંતાનો અવતર્યાં. મહર્ષિ કર્દમની આ તપોભૂમિ પર મહા વિષ્ણુ ભગવાને સ્વયં માતા દેવહુતીને ખોળે ભગવાન કપિલમુનિનાં દાર્શનીક સ્વરૂપે પુત્ર તરીકે જન્મ લીધો હતો. મહર્ષિ કર્દમે પોતાની પુત્રીઓને બ્રહ્માનાં નવ માનપુત્રો સાથે વિવાહ કર્યાં. આ મહર્ષિ કર્દમ અને દેવહુતીની નવ પુત્રીઓ અને તેમની સાથે લગ્ન કરનારાં નવ મહર્ષિઓ માનવ સૃષ્ટિનાં સર્જક જનકો અને જનનીઓ કહેવાયાં. મહર્ષિ કર્દમ અને દેવહુતીનો પુત્ર કાળાંતરે ગહન વિદ્યાભ્યાસ કરી પોતે શાંખ્યદર્શનની શોધ કરી. જેથી તેઓ કપિલમુનિ તરીકે સિદ્ધનામ મહાપુરુષ બની પ્રખ્યાત થયાં. આ શાંખ્ય યોગને ભગવાન શ્રી કૃષ્ણએ શ્રીમદ ભગવદ ગીતાનાં બીજાં અધ્યાય પ્રમાણે અર્જુનને શીખવ્યો હતો.

પિતા મહર્ષિ કર્દમે જ્યારે ગૃહસંસારનો ત્યાગ કરી વાનપ્રસ્થ થયાં ત્યારે પિતાની આજ્ઞા અનુસાર કપિલમુનિએ માતા દેવહૂતીની સંભાળ એક આજ્ઞાંકીત અને સેવાભાવી પુત્ર તરીકે નિભાવી. પિતાનાં સન્યાસ્થ થયાં પછી દુઃખી માતાને મુક્તિની પ્રાપ્તિ માટે સિદ્ધી અપાવવાં કપિલમુનિએ શાંખ્યદર્શનનાં તત્વજ્ઞાનનું માતા દેવહુતીને શિક્ષણ આપ્યું અને મોક્ષમાર્ગનો ઉપદેશ આપી માતાને સિદ્ધિ પ્રાપ્ત કરાવવામાં સહાય કરી. આ કારણે આ સ્થળનું નામ સિદ્ધિપદ પડ્યું અને સમય જતાંએ સ્થળ સિદ્ધપુર કે સિધ્ધપુર તરીકે ઓળખાયું. અનહિલવાડ પાટણનાં પાટવી પુત્ર મહારાજા સિદ્ધરાજ જયસિંહ, કે જેમણે સિધ્ધપુરને પોતાની રાજધાની બનાવી હતી, તે પણ તેનાં પર આધારીત હોય શકે છે. માતા દેવહુતીનાં સ્વર્ગવાસ પછી કપિલમુનિએ પોતાની માતાનું ઋણ વાળવાં અને મૃતાત્માની શાંતિ, સ્વર્ગવાસ અને મોક્ષપ્રાપ્તિને માટે શ્રીસ્થળનાં સિદ્ધક્ષેત્રમાં માતૃશ્રાધ કરાવ્યું હતું. જેનું વિગતવાર વિસ્તૃત વર્ણન શ્રીમદ ભાગવત પુરાણનાં તૃતિય ખંડમાં કરવામાં આવ્યું છે. આ પ્રસંગ પછી એ શ્રાધને પિતૃનાં પિતૃગયા શ્રાધ પરથી તેને માતૃગયા શ્રાધનાં નામે અને એ સ્થળ માતૃગયા તીર્થને નામે સારાંએ આર્યવર્તમાં ઓળખાયું અને પ્રચલિત થયું. આ રીતે આર્યવર્તની પ્રજામાં પોતની માતાનુ માતૃગયા

શ્રાધ શ્રીસ્થળ એટલે હાલના સિધ્ધપુરમાં આવીને એજ બિંદુસરોવરનાં ઘાટ પર કરાવવાની એક પ્રણાલી શરુ થઈ. મહર્ષિ જમદાગ્નીનાં પુત્ર ભગવાન પરશુરામે પણ પોતાની માતા રેણુકાની મુક્તિ માટે શ્રીસ્થળ આવી આ બિંદુસરોવરમાં સ્નાન કરીને માતૃગયા શ્રાધની વિધિ કરી હતી. જેની સ્મૃતિમાં આજે પણ મોક્ષ પિપળાનાં વૃક્ષપાસેનાં મંદિરમાં ભગવાન પરશુરામની તેમની માતાને પીંડદાન કરતી મૂર્તી બિરાજમાન છે. મહાભારતનાં મહાયુદ્ધ પર્યંત કુટુંબીજનોની હત્યાનાં પાપદોષનાં નિવારણ અને પ્રાયશ્ચિત કરવા માટે પાંડવો ભગવાન શ્રી કૃષ્ણની સલાહથી આ શ્રીસ્થળ મુકામે શ્રાધ કરવાં આવ્યાં હતાં. જે સ્થળ વટેશ્વરનાં નામથી પ્રખ્યાત છે. અસુર વિરીત્રનો સંહાર કરી તેને હરાવવાં માટેનું શસ્ત્ર બનાવવાં દેવોને પોતાનાં અસ્થિઓ સમર્પણ કરનારાં દધીચી ઋષિએ આ વટેશ્વર સ્થળ પર ભગવાન શંકરની આરાધના કરી મહાન તપ કર્યું હતું. આ ઉપરાંત એજ ભૂમિ પર મહાભારતનાં રચનારાં મહામુનિ વેદવ્યાસે પણ તપશ્ચર્યા કરી હતી આજે આ કળીયુગનાં જમાનામાં પણ લોકો પ્રથમ પોતાનાં પિતાનું પિતૃગયા શ્રાધ બિહાર રાજ્યમાં ફાલ્ગુની નદીના કાંઠે આવેલાં ગયા તીર્થધામમાં પિતૃગયા શ્રાધ કર્યાં પછી માતાનું માતૃગયા શ્રાધ કરવાં સિધ્ધપુર આવે છે. આજે પણ આ સ્થળે શ્રદ્ધળુજનો બિંદુસરોવરમાં સ્નાન કરી કપિલમુનિ, મહર્ષિ કર્દમ અને માતા દેવહુતી, ભગવાન પરશુરામ અને શ્રી શંકર ભગવાનની પ્રતિમાઓનાં દર્શન કરીને ધન્યતા અનુભવીને માતૃગયાનાં શ્રાધનો આરંભ કરી પોતાની માતાને શ્રદ્ધાપુર્વક પીંડદાન અર્પણ કરે છે.

આ રીતે શ્રીસ્થળ અથવા સિધ્ધપુર એ પ્રજાપતિ કર્દમની તપોવનભૂમિ, કપિલાચાર્યનિ કર્મ અને સિદ્ધભૂમિ અને ઋષિ દધીચી અને મહામુનિ વેદવ્યાસની તપસ્થળી હોવાથી તેની મહિમા અદભૂત છે. તદોપરાંત અહીં વર્તમાન યુગનાં સિધ્ધપુર નિવાસી મહાન સંતો શ્રી મોતીરામ બાપા અને શ્રી શંકર બાપાની પણ તપોભૂમિ હોવાથી તેમજ સરસ્વતી માતાનાં પવિત્ર જળાંમૃતથી સીંચાયેલ એ પવિત્ર પુણ્યભૂમિ આર્યધર્મનાં તીર્થસ્થાનોમાં કાશી, પ્રયાગ, ગયા અને રામેશ્વરમની જેમ શ્રેષ્ઠતમ અને સર્વોત્તમ છે. સારાંએ આર્યવર્ત કે ભારતવર્ષમાં સિધ્ધપુર જ એક એવું તીર્થક્ષેત્ર છે કે જ્યાં માતૃગયાનું શ્રાધ થઈ શકે છે. આથી માત્ર સિધ્ધપુરમાં જ લોકો પોતાની માતૃદેવીનાં જીવાત્માને શાંતિ, મોક્ષ અને સ્વર્ગવાસ માટે શ્રાધ કરીને પીંડદાન અર્પણ કરવાનો આદેશ શાસ્ત્રોએ આપ્યો છે. આ બધાં કારણોને લઈને તેની ખાસ મહત્તા અને વિશેષતા સહ તેનો મહિમા અપુર્વ અનોખો અને અનેરો છે.

આપણાં શાસ્ત્રોમાં ‘’मातृ देवो भव । पितृ देवो भव ।‘’ નાં ભાવાત્મક બોધ પ્રમાણે માતા, પિતા, પિતૃઓ, ગુરુ અને બ્રાહ્મણનું સ્થાન દેવોને સમાન ગણવામાં આવ્યું છે. માતા એ બાળકનો પ્રથમ શિક્ષક કે ગુરુ છે કારણકે બાલ્યાવસ્થાથીજ માતા પોતાનાં બાળકોમાં જ્ઞાન અને ચારિત્ર્યનું સિંચન કરે છે. આર્ય ધર્મ અને સંસ્કૃતિમાં હજારો વર્ષોથી પિતૃઓમાં માતા અને પિતાનું સ્થાન ઉત્તમ, માનનીય, વંદનીય અને પૂજનીય રહ્યું છે. માતા અને પિતા જન્મદાતા, પાલક, પોષક અને શુભચિંતક હોવાથી તેમનું સ્થાન માનવ જીવનમાં સર્વોપરી, સર્વોચ્ચ અને અતિમહત્વનું ગણવામાં આવ્યું છે અને અને તેમની પૂજા અને વંદનાને ભગવાનની પૂજાને સમકક્ષ માનવામાં આવી છે. માતા જન્મદાતા હોવાથી તેની સામાજીક અને ધાર્મિક મહત્તા સર્વ વિશેષ આલેખવામાં આવી છે. આ ધરતી પર જન્મ લેનાર દરેક વ્યક્તિને તેનાં જન્મદાતા સર્જનહાર માતા, પિતા અને પિતૃઓનો ઋણી ગણવામાં આવ્યો છે. આ ઋણને વાળવાં વ્યક્તિએ પોતાનાં જીવનપર્યંત પિતૃઓનું સ્મરણ કરી તેમને તર્પણ, શ્રાધ, વાસ અને પૂજન કરતાં રહેવાની ધાર્મિક ફરજ બજાવવાં આપણાં શાસ્ત્રોએ આદેશ આપ્યો છે.

પિતૃપૂજા, પિતૃસાધના કે પિતૃભક્તિની પ્રથા અન્ય ધર્મો અને સંસ્કૃતિઓમાં પણ પ્રચલિત છે. આ પ્રાથાને અમેરીકન ઈન્ડિયન જાતીઓમાં તેમજ જાપાનના પ્રાચીન ‘’શિંતો’ ધર્મમાં ઘણી માન્યતા અને પ્રાધાન્યતા આપવામાં આવી છે. જાપાનમાં ‘’શિંતો’ ધર્મ પાળનારાંઓનાં સુંદરરીતે શણગારેલાં ગૃહમંદિર કે દેવસ્થાન, જેને ‘કમિદન’ તરીકે ઓળખવામાં આવે છે, તેમાં બુધ્ધભગવાનની મૂર્તિ સાથે પિતૃઓનાં ચિત્રો કે સ્મૂર્તિ રાખીને દરરોજ પિતૃઓની પૂજા, વંદના અને આરાધના ધુપ અને પુષ્પો ચઢાવી કરવામાં આવે છે. પૂજા અને અર્ચના પછી પિતૃઓને એક વાટકીંમાં રાંધેલો ભાત નૈવેદ્ય તરીકે ચઢાવી તેને પ્રસાદરૂપે આરોગવામાં આવે છે. ‘’શિંતો’ ધર્માચારીઓની એવી માનતા છે કે મૃત્યુ પામેલાં પિતૃઓનો આત્મા અમર છે અને તેનું વિશેષ વ્યક્તિત્વ અને પ્રભાવ વંશજોનાં જીવન પર પડે છે. વ્યક્તિનાં મૃત્યુ પર્યંત આત્મા અભડાયને ભ્રષ્ઠ થાય છે. આથી જ્યારે વિરહી વંશજ તેની શ્રાધક્રિયા કરે છે ત્યારે તે પિતૃનો આત્મા મલીનતાથી મુક્ત થઈ પવિત્ર બનીને શાંતિ મુક્તિ અને પરોપકારી બને છે. એ દરમિયાન પુર્વજનો આત્મા પુર્વજ રક્ષકદેવતા તરીકેનું સ્થાન પ્રાપ્ત કરે છે. આ રીતે તે દેવત્વને પ્રાપ્ત કરે છે. સામાન્યરીતે જોતાં જ ‘’શિંતો’ ધર્મની પિતૃઓ પ્રત્યેની આસ્થા આદર અને ભક્તિ આર્યધર્મને ઘણીજ નિકટતમ અને સરખી છે. માતા, પિતા અને કુટુંબનાં વડિલો પોતાનાં

વંશવેલાનાં સભ્યોનાં સુખ, સમૃદ્ધિ, સ્વાસ્થ્ય અને વૈભવ અને કીર્તિ માટે પોતાનાં જીવન દરમિયાન સદા શુભાશિર્વાદ આપતાં રહે છે અને શુભકામના તેમજ પ્રભુપ્રાર્થનાં કરતાં રહે છે. માતા, પિતા અને અન્ય પિતૃઓનાં સ્વર્ગવાસ પછી પોતાનાં જીવનમાં કુટુંબની સુખ, શાંતિ, વૈભવ, આનંદ, સમૃદ્ધિ અને સુસ્વાસ્થ્ય પ્રાપ્ત કરવાં માટે તેમનાં આત્માનાં આશિર્વાદ મેળવવાં, આ પિતૃઓ પ્રત્યે માન, કૃતજ્ઞતા અને પૂજ્યભાવ પ્રદર્શીત કરતાં તેમને સમય સમયે યાદ કરતાં રહી શાસ્ત્રોમાં સુચવેલ શ્રાધ અને ક્રિયાકર્મો કરતાં રહેવાથી તેઓ તૂપ્ત અને પ્રસન્ન રહે છે અને તેમનાં આત્માને ચીર શાંતિની પ્રાપ્તિ થાય છે.

આપણાં ધર્મશાસ્ત્રોમાં માતા, પિતા અને કુટુંબનાં વડિલોની તેમનાં જીવનકાળ દરમિયાન તેમની સંભાળ અને સેવાચાકરી અને તેમનાં મૃત્યુ પર્યંત તેમનાં આત્માની સિદ્ધિ, શાંતિ, મુક્તિ માટે દરેક વંશજ યા સંતાનને પોતાની યથા શક્તિ પ્રમાણે ધાર્મિક કાર્યો અને શ્રાધ, તર્પણ, પીંડદાન, સમચરી, પિતૃયજ્ઞ કરવાં પર આવશ્યક સુચના આપી આદેશ આપવામાં આવ્યો છે. આ કર્મો કરવાં એ ગોત્રનાં દરેક સુપુત્રનું સામાજીક તેમજ ધાર્મિક દાયિત્વ અને કર્મ ગણવામાં આવ્યું છે. આથી માતા, પિતા અને પિતૃઓનાં મૃત્યુ પછી યથાશક્તિ શ્રાધ, સમચરી, તર્પણ, પીંડદાન, દાન-દક્ષિણા, ભોજન ઉપરાંત માતાનાં ખાસ શ્રાધની વિધી માટે સિધ્ધપુર જઈને બિંદુસરોવર પર માતૃગયા શ્રાધ કરવાનું વિધાન શાસ્ત્રોમાં સુચવવામાં આવ્યું છે. સારાં એ આર્યવર્ત કે ભારતમાં સિધ્ધપુર જ એવું એક ધાર્મિક તીર્થક્ષેત્ર છે કે જ્યાં માતૃગયાનું શ્રાધ થઈ શકે છે આથી સિધ્ધપુરની ધાર્મિક દ્રષ્ટીએ મહત્તા અપુર્વ અને વિશેષ છે. આ કારણથી જ એક સંસ્કૃત શ્લોકમાં કહ્યું છે કે –

**“ आदौ सिध्धपुर प्रसिद्ध नगरं स्वर्गोपम सुंदरं ।**
**विद्यागद्य विवेक ज्ञान चतुरम त्तीर्थं च काशीसमम ।।**
**विश्वामित्र प्रभूतिभिः सेव्यं च प्राची तटम ।**
**प्राची माधव रुद्रदेव सहितं तीर्थं स्फूटम मुक्तिक्षमम ॥**

જેનો ભાવાર્થ એ થાય છે કે પ્રસિદ્ધ નગર આદી સિધ્ધપુર સ્વર્ગસમાન સુંદર છે. વિદ્યાઅભ્યાસ, વિવેક, જ્ઞાન, અને ચાતુર્યનું એ તીર્થ કાશી સમાન છે. મહાન મહર્ષિ વિશ્વામિત્રે પ્રાચી[સરસ્વનીનું બીજું નામ] તટ પર તપશ્ચર્યા કરી હતી. પ્રાચી માધવ અને રુદ્ર દેવ સહીતનું આ મુક્તિ આપનારું દિવ્ય તીર્થ છે.

# શ્રાધ

શ્રાધ શબ્દની ઉત્પત્તિ મૂળ શબ્દ શ્રધ્ધાથી થઈ છે. જેથી શ્રાધનો અર્થ એ થાય છે કે વંશનાં પૂર્વજોને અનુલક્ષીને શ્રધ્ધાથી કરવામાં આવતી ખાસ પ્રકારની ભક્તિની ધાર્મિક ક્રિયા. સ્વર્ગસ્થ માતા, પિતા અને ગોત્રનાં અન્ય પિતૃઓને સંભારીને કે યાદ કરીને તેમનાં પ્રત્યે આદર, સન્માન, કૃતજ્ઞતા અને પૂજ્યભાવ સમર્પણ કરી તેમનાં નાશવંત શરીરને છોડી ગયેલ આત્માની શાંતિ, સિદ્ધિ, મુક્તિ અને મોક્ષ માટે શાસ્ત્રોમાં સુચવેલ ધાર્મિક ક્રિયાકર્મને શ્રાધ કહેવામાં આવે છે. શ્રદ્ધા અને પૂજ્યભાવથી મૃત પિતૃઓની પ્રભુપ્રાર્થનાં સહ પૂજા અને સાધના વડે તેમનાં આત્માને સંતુષ્ઠ કરી, પિતૃઓનાં આશિર્વાદ પ્રાપ્ત કરવાની ધાર્મિકક્રિયાને શ્રાધના નામથી ઓળખવામાં આવે છે. શ્રાધની ધાર્મિકક્રિયામાં પીંડદાન, વંશનાં પુતૃઓને આવાહન અને તર્પણ, દાન અને દાનંગ, બ્રહ્મણોને જ્ઞાતિજનોને તથા મિત્રોને ભોજન, ગાય કુતરાઓ અને કાગડાંને પ્રથમ વાસ (ભોજન) મુકવો જેવી વિવિધ ક્રિયાઓ સંકળાયેલી છે. શ્રાધ એ પિતૃદેવો ભવની ભાવનાત્મક શ્રદ્ધારૂપી પિતૃભક્તિનો માર્ગ છે.

આપણાં ધર્મમાં આપણાં માત, પિતા અને અન્ય વડિલોની તેમનાં જીવનપર્યંત દેખભાળ અને, સેવાચાકરી કરવાની અને પ્રસન્ન રાખવાનું કર્તવ્ય અને દાયિત્વ પેઢી દર પેઢી દરેક વંશજનુ હોવાનો અને તેને સ્વેચ્છાએ પોતાનો ધર્મ માની તેને નિભાવવાનો ઉપદેશ આપ્યો છે. આ ઉપરાંત પિતૃઓનાં સ્વર્ગવાસ થયાં પછી પણ તેમને યાદ કરતાં રહી, તેમની પાછળ તેમનાં આત્માની શાતિ માટે શાસ્ત્રોમાં સુચવેલ ધાર્મિકક્રિયા પોતાના જીવનકાળ દરમિયાન કરતાં રહી, સ્વર્ગવાસી પિતૃઓએ અધુરાં છોડેલ કાર્યો અને યોજનાઓ પૂર્ણ કરી પિતૃઓને પ્રસન્ન રાખી તેમનાં શુભ આશિર્વાદ વડે પોતાનું જીવન સુખ શાંતિ અને વૈભવથી વ્યતીત કરવાં જણાવ્યું છે. આ રીતે માનવ જીવનમાં એક વંશજ તરીકે સ્વર્ગવાસી પિતૃઓની સદા સંભારણા કરી, તેમનાં આત્માની ચીરશાંતિ અને મૂક્તિ માટે મરણોત્તર ક્રિયાકર્મો કરવાની ધાર્મિક પધ્ધતિને શ્રાધ કહેવામાં આવે છે. દરેક વ્યક્તિને પોતાનાં જીવનમાં અદા કરવાનાં મુખ્ય ત્રણ ૠણોમાંનું આ એક પિતૃૠણ પિતૃઓનાં શ્રાધની વિધીઓ આજીવન શ્રદ્ધા અને આસ્થાથી કરતાં રહી પોતાની આધ્યાત્મિક અને સામાજીક, કૌટુંબિક અને અનુવાંશીક ફરજ પરીપૂર્ણ કરવાનો આદેશ

આપણાં ધર્મશાસ્ત્રોએ આપ્યો છે. આ આદેશનું પાલન દરેક આર્યજન કે હિંદુજનની ધાર્મિક, સાંસ્કૃતિક અને સામાજીક ફરજ બની રહે છે.

મરણોત્તરક્રિયાની વિવધ વિધીઓ અને તેનાં નિયમોને આપણાં શાસ્ત્રોનાં કર્મકાંડમાં સવિસ્તાર વર્ણાવવામાં આવ્યાં છે. આ વિધીઓની શરૂઆત સ્વજનનાં મૃત્યુ પછી તુરંત શરૂ થઈ જાય છે. જેમાં અંત્યેષ્ઠી ક્રિયામાં ઉઠમણું, અગ્નિસંસ્કાર, દશા, અગિયારમું, બારમું, તેરમું, અઢારમું, માસિક, છમાસિક અને વર્ષીની ક્રિયાકર્મનો સમાવેશ થાય છે. જેમાં મૃતાત્મા અને અન્ય પિતૃઓનું પૂજ્યભાવથી સ્મરણ કરી નિર્ધારીત દિવસોએ કર્મકાંડી બ્રાહ્મણને બોલાવી તેની પાસે પીંડદાન, તર્પણ વગેરે વિધીઓ કરાવવામાં આવે છે. આ ઉપરાંત બ્રાહ્મણો, સંતો અને નજીકનાં સગાસંબંધીઓને યથાશક્તિ મૃતવ્યક્તિની સ્મૃતિમાં ગૌદાન, પૈસા અને દાનંગોનાં દાન કરવાની અને ગાય, સ્વાન અને કાગને વાસ મૂકી ભોજન કરાવ્યાં પછી બ્રહ્મભોજન અને જ્ઞાતિભોજન કરાવવાની પ્રથા છે. જેનો આશય મૃતાત્માની શાંતિ, સિધ્ધી માટે સામૂહિક પ્રભુ પ્રાર્થનાનો છે. વિશેષમાં મરણ પામેલ પિતૃનાં પહેલાં વર્ષ પછી દર વર્ષે તેનાં નિર્વાણ દિનની ભારતીય પંચાંગની તિથિએ સમચરી અને ભાદ્ર (ભાદરવો) મહિનાનાં કૃષ્ણપક્ષમાં આવતાં પિતૃપક્ષ કે શ્રાધપક્ષ દરમિયાન તેની મૃત્યુ તિથીની સંલગ્ન તિથિનાં દિવસે શ્રાધ પેઢી દર પેઢીએ કરતાં રહેવાંનો વંશજોને શાસ્ત્રોક્ત આદેશ આપવામાં આવ્યો છે. આજનાં આ પાશ્ચાત્ય સંસ્કૃતિ અને રિવાજોનાં આંધળાં અનુકરણનાં યુગમાં કેટલાં લોકો પોતાનાં જન્મદિનોની ઉજવણી અને પિતૃઓનાં સમચરી ખ્રીસ્તિધર્મનાં પંચાંગ અનુસાર કરવાની ચેષ્ટા કરી રહ્યાં છે. જેને યુરોપ, અમેરીકા અને ઈંગ્લંડનાં કેટલાંક મંદિરો માત્ર પાશ્ચાત્ય પંચાંગ મુજબ યાદ રાખવું સુગમ પડે છે એ બહાનાં હેઠળ તેને પ્રોત્સાહન આપી રહ્યાં છે જે એક ધાર્મિક દ્રષ્ટિએ અવાસ્તવિક, અસંગત અને ખોટું છે. આવી વ્યક્તિઓ અને મંદિરનાં અધિષ્ઠાત્રીઓ એ વાતને સમજવામાં નિષ્ફળ નિવડ્યાં છે કે તેમની આવી અણવિચારી અને અણસમજુ મહાન ભૂલ ભારતીય પંચાંગ અને પરંપરાને પાશ્ચાત્યકરણ અને સર્વનાશ તરફ દોરી જશે. દુરભાગ્યે મંદિરનાં પૂજારીઓ પણ પોતાનાં સ્વાર્થને કારણે તેનો વિરોધ કરતાં નથી.

બ્રાહ્મણ સમાજ, કર્મકાંડિઓ અને પૂજારીઓની એ ધાર્મિક ફરજ બને છે કે આવી ખોટી પ્રથાનો વિરોધ કરી તેને બંધ કરાવવાં પ્રયત્નો કરે અને ભવિષ્યમાં જન્માષ્ટમી અને રામનવમી ક્રિશ્ચિયન કે અંગ્રેજી પંચાંગ મુજબ ઉજવણી કરવાની ચેષ્ઠાને અટકાવે અને

આપણાં ભારતીય આર્ય, સનાતન કે હિંદુ પંચાંગની મહત્તા, ગૌરવ, સ્વાભિમાન અને અસ્તિત્વને જાળવી રાખવાં કટીબદ્ધ બને. તદોપરાંત આપણાં સંસ્કારો, ધાર્મિકકર્મો અને કર્મકાંડો આપણાં પંચાંગની તિથિ અનુસાર જ કરવામાં આવે એ વાતનું ઉદબોધન અને પાલન આગ્રહપુર્વક કરે અને કરાવે.

આ સામાન્ય વાર્ષિક ક્રિયાઓ ઉપરાંત સ્વેચ્છાએ વિશેષ શ્રાધવિધીઓ વિવિધ પાંચ નિશ્ચિત પુણ્યક્ષેત્રોમાં જઈને કરાવવાનું વિધાન પણ શાસ્ત્રોમાં જણાવવાં આવ્યું છે. આ શ્રાધ કરવાનાં પાંચ ક્ષેત્રો નીચે પ્રમાણે છે.

**[૧] <u>નાભીગયા ક્ષેત્ર</u> -** આ ક્ષેત્ર ઓરિસ્સા રાજ્યમાં વૈતરણી નદીનાં તટ પર આવેલ જજપુર ગામમાં આવેલું છે.

**[૨] <u>પદગયા ક્ષેત્ર</u> -** આ ક્ષેત્ર તમિલનાડુ રાજ્યમાં મીઠાપુરમાં મદ્ર-વલ્તેર રેલ્વે લાઈન પર આવેલ રાજમહેન્દ્રી સ્ટેશનની નજીક આવેલું છે.

**[3] <u>માતૃગયા ક્ષેત્ર</u> -** આ ક્ષેત્ર ગુજરાત રાજ્યનાં મહેસાણા જીલ્લામાં મુંબઈ- દિલ્હી રેલ્વે લાઈન અને રાષ્ટ્રીય ધોરીમાર્ગ-૮ પર પ્રાચીન સરસ્વતિ નદીની તીરે આવેલાં સિધ્ધપુર નામનાં શહેરમાં આવેલું છે. સારાં એ ભારતમાં માતૃગયાનાં શ્રાધનું આ એક્જ સ્થળ હોવાથી તેની અત્યંત મહત્તા છે. આ ક્ષેત્રમાં માત્ર માતાનું માતૃગયા શ્રાધ જ કરી શકાય છે. જે પિતાનાં મૃત્યુપર્યંત પિતૃગયા શ્રાધ કર્યાં પછીથી જ માતાનાં મુત્યુ પછી માતૃગયા શ્રાધ કરી શકાય છે. માતૃગયા અને પિતૃગયાનાં શ્રાધ જ્યેષ્ઠ કે મોટો પુત્ર અગર લઘુ કે નાનો પુત્ર જ કરી શકે છે અને મધ્ય કે વચલાં પુત્રને એ કરવાનો અધિકાર શાસ્ત્રોએ આપ્યો નથી. આ ઉપરાંત પ્રપોત્રો દાદા-દાદીનાં આ શ્રાધ કરી શકે છે પરંતુ તેમનાં માતા અને પિતા જીવંત હોય તો તેને પણ આ શ્રાધ કરવાંનો અધિકાર શાસ્ત્રોએ માન્ય રાખ્યો નથી.

**[૪] પિતૃગયા ક્ષેત્ર -** આ ક્ષેત્ર બિહાર રાજ્યમાં ફાલ્ગુની નદીનાં તીર પર આવેલ ગયા કે જે બોધીગયા તરીકે પણ પ્રચલિત છે તે ગામમાં આવેલું છે. માતા અને પિતાનાં મૃત્યુ પછી જ પ્રથમ પિતાનું પિતૃગયા શ્રાધ ગયામાં અને ત્યારબાદ માતાનું માતૃગયા શ્રાધ સિધ્ધપુરમાં કરવામાં આવે છે. આ ક્ષેત્ર પહેલાં ક્ષીરક્ષેત્ર તરીકે પણ ઓળખાતું હતું.

**[૫] બ્રહ્મ કપાલી ક્ષેત્ર -** આ ક્ષેત્ર ઉત્તરાંચલ રાજ્યમાં અલકનંદા નદીનાં તટ પર આવેલ બદ્રીનાથ ધામમાં બ્રહ્મકપાલી શીલા પાસે આવેલું છે. અહી માતા સિવાય અન્ય પિત્રુઓનાં શ્રાધ થઈ શકે છે.

આ મુખ્ય પાંચ ક્ષેત્રો ઉપરાંત કાશી, પ્રયાગ, હરદ્વાર, કુરુક્ષેત્ર, ત્ર્યંબકેશ્વર, નૈમીશારણ્ય અને રામેશ્વરમાં તેમજ સગવડતા માટે મુખ્ય ક્ષેત્રોનાં વિકલ્પ સ્વરૂપે સ્થાનિક મહાનદીઓનાં તીર પર વસેલાં સ્થાનિક તિર્થસ્થાનોમાં પિતૃશ્રાધ કરવાની પ્રાથા પણ અસ્તિત્વ ધરાવે છે. તેમ છતાં માતૃગયા શ્રાધ તો માત્ર સિધ્ધ્પુરમાં જ કરવાનું શાસ્ત્રોમાં સુચન છે.

વિશ્વનાં અતિપ્રાચીન અને પ્રથમ આર્યધર્મ કે સનાતનધર્મમાં તેમજ વિશ્વનાં કેટલાંક અન્ય ધર્મોમાં પણ એવી માન્યતા છે કે કે પિતૃઓને તૃપ્ત કરવાથી તેમનાં શુભ આશિર્વાદ મેળવી શકાય છે. આ પિતૃઓનાં આશિર્વાદથી વ્યક્તિ સુખ, સમૃદ્ધિ, વૈભવ, શાંતિ, કીર્તિ, સપૂત સંતાનો પ્રાપ્ત કરીને આનંદમય કૌટુંબિક જીવન વિતાવી શકે છે. આ રીતે શ્રદ્ધા, ભક્તિ અને આસ્થા પૂર્વક કરેલ શ્રાધવિધી પોતાનાં વંશ કે ગોત્રનાં પિતૃઓને તૃપ્ત કરી તેમને સાધવાની ધાર્મિક ક્રિયા છે. શ્રાધવિધીએ મૃત પિતૃઓ પ્રત્યે માન, આદર, કૃતજ્ઞતા, પ્રેમભાવ અને પુજ્યભાવ પ્રગટ કરી તેમને ભાવભરી અંજલી અને વંદના અર્પણ કરવાની એક કર્મકાંડની પધ્ધતિ છે. શ્રાધનો સામાન્ય અર્થ પિતૃઓની ભક્તિ, પ્રાર્થના અને પૂજા તેમજ તેમની મુક્તિ માટે પ્રભુ પ્રાર્થના એવો થઈ શકે છે. શ્રાધક્રિયા એ વંશજ અને વંશ કે ગોત્રનાં જીવાત્મા અને મૃતાત્મા વચ્ચેનાં ગાઢ ઋણાત્મક સંબંધની અતુટ સ્મૃતિકારક શ્રૃંખલા છે.

પિતૃઓને રીઝવવાં, સંતુષ્ટ અને તૃપ્ત કરી વિવિધ કામનાઓ પરીપૂર્ણ કરવાં અને પિતૃઋણનું દાયિત્વ નિભાવવાં માટે વિવિધ પ્રકારનાં શ્રાધો કરવાનો ઉલ્લેખ આપણાં શાસ્ત્રોમાં કરવામાં આવ્યો છે. શ્રાધનાં વિવિધ બાર પ્રકારો નીચે દર્શાવ્યાં પ્રમાણે છે.

**[૧]** **નિત્ય શ્રાધ** - દરરોજ કરવાની શ્રાધની ક્રિયાને નિત્ય શ્રાધ કહેવામાં આવે છે. જેમાં પિતૃદેવોની પૂજા અર્ચના દરરોજ તર્પણ આપીને કરવાંમાં આવે છે.

**[૨]** **નૈમિતીક શ્રાધ** – જેને એકોદિષ્ઠ શ્રાધ પણ કહેવામાં આવે છે. જેમાં બ્રાહ્મણોને એકીસંખ્યામાં બ્રહ્મભોજન કરાવવામાં આવે છે.

**[૩]** **કામ્ય શ્રાધ** – આ શ્રાધ ઈચ્છીત મનોકામનાં પૂરી કરવાં કરવામાં આવે છે.

**[૪]** **વૃદ્ધિ શ્રાધ** – ધન પ્રાપ્તિ, વંશવૃદ્ધિ અને પુત્ર પ્રાપ્તિ માટે આ શ્રાધ કરવામાં આવે છે.

**[૫]** **સપીંડ શ્રાધ** – પિતાત્મા, પ્રેતાત્મા દેવાત્મા અને અજાણ્યાં આત્માઓને તર્પણ આપવાની વિધી.

[૬] **<u>પાર્વન્ન શ્રાધ</u>** – અમાવસ્યા કે પિતૃતિથિનાં આ ખાસ દિનને પિતૃદેવતાની પૂજા તર્પણ કરવાં માટે અત્યંત મહત્વનો દિવસ ગણવામાં આવે છે.

[૭] **<u>ગોશ્ત્થ શ્રાધ</u>** – આ શ્રાધ પશુધન પ્રાપ્તિ માટે કરવામાં આવે છે.

[૮] **<u>શુધ્ર્યાર્થ શ્રાધ</u>** – આ શ્રાધ કીર્તિ અને ધન પ્રાપ્તિ માટે કરવામાં આવે છે.

[૯] **<u>કર્માંગ શ્રાધ</u>** – પત્નીનાં શ્રીમંતોનયન અને પુંસંવનન સંસ્કાર પછી આ શ્રાધ કરવામાં આવે છે.

[૧૦] **<u>દૈવીક શ્રાધ</u>** – શુભ પ્રવાસ અને સુભાગ્ય માટે હવનમાં ઘી હોંમીને આ શ્રાધ કરવામાં આવેછે.

[૧૧] **<u>ઔપચારીક શ્રાધ</u>** –સુસ્વાસ્થ્ય અને રોગનિવારણ માટે આ શ્રાધ કરવામાં આવે છે.

[૧૨] **<u>સાંવત્સરીક શ્રાધ</u>** – પૂર્વજોનાં મૃત્યુદિનની સંવત્સરીની તિથિનાં દિવસે આ શ્રાધ કરવામાં આવે છે. ભવિષ્ય પુરાણમાં આ શ્રાધને પ્રધાનતા આપવામાં આવી છે.

આ ઉપરાંત પિતૃદોષોનાં નિવારણ માટે ત્રીપીંડી શ્રાધ, નારાયણબળી શ્રાધ, નાગબળી શ્રાધ, કાળસર્પ યોગ વગેરે શ્રાધો પણ કરવામાં આવે છે. શ્રાધ કરવાની વિધી અને નિયમોને મનુસ્મૃતિ, ગૃહ્યસુત્ર, વેદો, પુરાણો અને ધર્મશાસ્ત્રમાં વિગતવાર વર્ણાવવામાં આવ્યાં છે.

પિતૃઓનાં શ્રાધ વિવિધ સ્થળોએ થઇ શકે છે પરંતુ પિતાનું પિતૃગયા શ્રાધ ગયા તિર્થમાં અને માતાનું માતૃગયા શ્રાધ શ્રીસ્થળમાં એટલે સિધ્ધપુરમાં જ થઈ શક્તું હોવાને કારણે સિધ્ધપુરની મહત્તા અને સ્થાન અજોડ છે. સારાંએ આર્યવર્ત કે ભારત અને વિશ્વમાં વસતાં આર્યજનોને માતૃગયાનું શ્રાધ કરવાં માટે આજે પણ સિધ્ધપુરનાં બિંદુસરોવર પર જ આવવું પડે છે. પ્રાચીન શ્લોકમાં બિંદુ સરોવર અને માતૃગયાનાં શ્રાધની મહત્તા દર્શાવતાં લખ્યું છે કે- **" वन्दे बिंदुसरोवरं च कपिलं सांख्याधिपं योगीनं ।**
**सिद्धं सिद्धपदं पुरं सुकृतिनां कैवल्य मोक्षप्रदम ॥**
**गंगा यत्र सरस्वती प्रियतमा प्राची जगत्पावनी ।**
**माता मातृगया सदा वहति या पापापहा पुण्यदा ॥ "**

જેનો ભાવાર્થ એ થાય છે કે બિંદુસરોવરને, સાંખ્યશાસ્ત્રનાં અધિપતિ યોગી કપિલને, સિદ્ધિ, સિદ્ધિપદ, અને કૈવલ્ય મોક્ષને આપનાર ક્ષેત્રને કે જ્યાં જગતને પાવન કરનારી,

પાપોનો નાશ કરનારી, પુણ્યદા અને અતી પ્રિયતમ પ્રાચીન ગંગા અને સરસ્વતી માતા માતૃગયામાં સદા વહ્યાં કરે છે તેને હું નમન કરું છું.

**માતૃગયા શ્રાધ કરવાનું સ્થળ બિંદુસરોવર, સિધ્ધપુર, બનાસકાંઠા, ગુજરાત રાજ્ય, ભારત.**






# સિધ્ધપુર અને રુદ્રમહાલયનો ઈતિહાસ

આર્યવર્ત કે ભારતવર્ષનાં અત્યંત મહત્તાવાળાં પરમ પાવન તીર્થસ્થળ શ્રીસ્થળ કે જે મહર્ષિ કપિલાચાર્યની સિદ્ધિ પ્રાપ્તિ પર્યંત સિધ્ધપુર તરીકે ઓળખાયું તેનો પૌરાણીક ઈતિહાસ આપણે ગત પ્રકરણમાં જોયો. સિધ્ધપુરની ખ્યાતિ, મહત્તા, સુંદરતા, આધ્યાત્મિક્તા અને વૈભવતાને વધુ પ્રશંશનીય અને આકર્ષક બનાવવાનાં ઈતિહાસમાં સોલંકીવંશનો ફાળો અમુલ્ય અને અદ્વિતીય રહ્યો છે. આ આધ્યાત્મિક અને પૌરાણીક તીર્થસ્થાન સિધ્ધપુરને નવચેતન આપવામાં ચૌલુક્યવંશના સોલંકી રાજાઓએ મહત્વનો અને ગણનાપાત્ર ફાળો પ્રદાન કર્યો છે.

સોલંકીવંશ, અનહિલવાડ પાટણ અને સિદ્ધપુરનાં ઈતિહાસને જાણવાં પહેલાં ગુજરાતમાં ચાવડાવંશનાં સામ્રાજ્યને જાણવો પણ જરૂરી બને છે. વિક્રમ સંવત ૭૫૨ (ઈ.સ. ૬૯૬) દરમિયાન ગુજરાત પ્રદેશમાં ચાવડાવંશનાં રાજા જયશેકર કે જયશંકરનું સમૃદ્ધ સામ્રાજ્ય હતું. જેની રાજધાની પંચસાર હતી. સોલંકીવંશનાં કલ્યાણનાં રાજા ભુવારે પોતાનાં રાજદરબારમાં પધારેલ રાજા જયશેકરનાં રાજ્યનાં ભાટ(કવિ) અને મિત્ર શંકરનાં મુખે પંચશાર અને રાજા જયશેકર નાં સામ્રાજ્યની અતિશયોક્તિ ભરેલ પ્રશંસા, ભવ્યતા,સમૃદ્ધિ, વૈભવ અને ધનાડ્યતાની વાતો સાંભળીને આ ધનાડ્ય રાજ્યની રાજસત્તા પોતાનાં હસ્તગત કરવાં લલચાયાં. રાજા ભુવારે ગુજરાતનાં ચાવડા સામ્રાજ્યની રાજધાની પંચસાર પર ચઢાઈ કરી બાવન દિવસનાં ભયાનક યુદ્ધમાં સ્વમાની રાજા જયશેકરને હરાવી તેની હત્યા કરીને રાજસત્તા પ્રાપ્ત કરી. રાજા જયશેકરની સગર્ભા પત્ની રાણી રૂપસુંદરીને તેનાં ભાઈ સેનાપતિ સુરપાલે આ યુદ્ધ દરમિયાન છુપાવેશે વન પ્રદેશમાં મોકલી આપી અને રણક્ષેત્રમાં લડતાં લડતાં રાજા જયશેકરનું મૃત્યુ થતાં જયપાલે વિજયની કોઈ શક્યતા ન જણાતાં પીછેહઠ કરી ગીરનારનાં પર્વતો પર શરણ લીધું. રાણી રૂપસુંદરીને એક દયાળુ ભીલ નારીએ આશરો આપ્યો અને વૈશાખ સુદ પુર્ણિમા સંવત ૭૫૨ [ઈ.સન. ૬૯૬]નાં દિવસે પુત્રને જન્મ અપ્યો. આ રાજકુંવરનો જન્મ વનમાં થયો હોવાથી તેનું નામ વનરાજ રાખવામાં આવ્યું. છ વર્ષ જંગલમાં વિતાવ્યાં પછી વટેમાર્ગુ જૈનાચાર્ય શીલગુણ સુરીનો સંપર્ક અને સાચો પરિચય થતાં તેમની ઈચ્છાને માન આપીને રાણી રૂપસુંદરી તેમનાં રાધનપુર નજીકનાં આશ્રમમાં આશ્રય લીધો. જ્યારે રાજવકુંવર વનરાજ ચાવડા કિશોર વયનો થયો ત્યારે

રાજકુમાર માટે સંજોગો પ્રતિકુળ જણાતાં રાણી રૂપસુંદરીએ તેનાં ભાઈ સુરપાલની છત્રછાયામાં જઈ ગીરનાર પર્વતનાં જંગલોમાં તેની છાવણીમાં વસવાટ કર્યો. પોતાનાં ભાણેજને પોતાનો હક્ક પાછો અપાવવાં સેનાપતિ મામાએ વનરાજને યુદ્ધવિદ્યામાં પારંગત બનાવવાં શસ્ત્રોની તાલીમ શરુ કરી. દુરભાગ્યે જ્યારે વનરાજ ૧૪ વર્ષનાં થયાં ત્યારે સેનાપતિ મામા વનરાજ મૃત્યુ પામ્યાં. પોતાની હિમ્મત અને આત્મબળ પર પોતાનાં પિતાનું રાજ્ય પાછું મેળવવા માટે યુવરાજ વનરાજે સખત અને સતત પ્રયત્નો શરુ કર્યાં. વનરાજે કલ્યાણનાં રાજાની પુત્રીને દરવર્ષે ભેટ સ્વરૂપે મળતી રાજય આવકનો ખજાનો લઈ જતાં સૈન્યની ટુકડી પર ત્રાટકીને સારોએ ખજાનો ઉચ્ચ પ્રકારનાં કાઠીયાવાડી ઘોડાઓનાં ગણને જપ્ત કરી લીધાં. જે વનરાજ ચાવડાને પોતાનાં પિતાનું સામ્રાજ્ય પાછું મેળવવાનાં એનાં સ્વપ્નને શાકાર કરવાં સહાયઃભૂત થયાં. થોડાંજ સમયમાં યુવરાજ વનરાજે પોતાના પિતા પાસે રાજ્ય ખૂંચવી લેનાર રાજા ભુવર સામે યુદ્ધ આરંભી પોતાનું રાજ્ય પાછું મેળવવાં પ્રયત્નો આદર્યાં. તેણે અનહિલવાડ પાટણનો પ્રદેશ જીતીને સંવત ૮૦૨માં (ઈ.સન. ૭૪૬) મહાવદ સાતમનાં શુભદિવસે અનહિલવાડમાં પોતાનો રાજ્યાભિશેક કરાવ્યો અને પોતાની માતા અને આધ્યાત્મિક ગુરુ શીલગુણ સુરીને બોલાવી પંચસર પારસનાથની પ્રતિષ્ઠા કરાવી. આ રીતે ચાવડાવંશનાં સામ્રાજ્યનો ગુજરાતમાં ફરી ઉદય થયો અને મહારજા વનરાજ ચાવડાએ ૬૦ વર્ષ ગુજરાત પર રાજ્ય કરી તેને ભવ્ય અને સમૃદ્ધ રાજ્ય બનાવ્યું. મહારાજા વનરાજ ચાવડા (૭૪૬-૮૦૬) પછી તેનાં વંશજ યોગરાજ (ઈ.સન.૮૦૬-૮૪૧), ક્ષેમરાજ(૮૪૧-૮૬૬), ભુવદ(૮૬૬-૮૯૫), વીરસિંહ(૮૯૫-૯૨૦) રત્ન દિત્ય(૯૨૦-૯૩૫) અને છેલ્લાં રાજા સામંત સિંહે (ઈ.સન. ૯૩૫-૯૪૨) ચાવડાવંશનાં અનહિલવાડની રાજગાદી સંભાળી. રાજા સામંત સિંહે કલ્યાણનાં સોલંકીવંશનાં રાજા ભુવર, કે જેમણે ચાવડાવંશનું પંચસાર સામ્રાજ્ય છીનવી લીધું હતું, તેમની જ સાતમી પેઢીનાં ચાવડાવંશજના રાજા સાથે પોતાની બહેનનાં લગ્નં કર્યાં હતાં. રાજા સામંત સિંહને પુત્ર ન હોવાથી તેણે સ્વર્ગવાસી બહેનનાં પુત્ર મુળરાજ સોલંકીને ગોદ લીધો હતો. .

વિક્રમ સંવત સંવત ૯૯૮, એટલે ઈસ્વીસન ૯૪૨માં સોલંકીવંશનાં રાજા મુળરાજે પોતાનાં મોસાળની પ્રજાને ત્રાસમાંથી બચાવવા અને તેને રાજગાદીનાં વારસદાર તરીકે જાહેરમાં પદભ્રષ્ઠ કરવાંનો બદલો લેવાં પ્રજાને રંજાડતાં મામા સામંત સિંહ ચાવડાની

હત્યા કરી અનહિલવાડ પાટણનાં રાજ્યનો દોર સંભાળ્યો. ચાવડા વંશનાં શ્રીમાળી રાજપુરોહિતો અને બ્રાહ્મણોએ રાજા મુળરાજસિંહ સોલંકીને તેનાં મામા સામંતસિંહની હત્યાનાં ધર્મદોષિ ગણી તેમેનો રાજ્યાભિષેક તેમજ અન્ય ધાર્મિક ક્રિયાઓ કરાવવાનો બહિષ્કાર કર્યો. રાજા મુળરાજસિંહની વિનંતી અને પ્રાયશ્ચિતનાં પ્રસ્તાવને પણ આ શ્રીમાળી બ્રાહ્મણોએ માન્યતા ન આપતાં રાજા મુળરાજે વિવશ થઈને ભારતનાં સરસ્વત મંડળનાં ઉત્તરીય (સંસ્કૃત ભાષામાં ઉદીચ્ય) પ્રદેશમાંથી ૧૦૩૭ કન્યાકુબ્જ બ્રાહ્મણોને તેમેનાં પરિવાર સાથે આમંત્રીત કર્યાં અને પોતાનાં રાજ્યનાં સતાવાર રાજ્ય પુરોહિતો તરીકે સન્માનીત કરી તેમેને સ્થાયી વસવાટ માટે ગામો દાનમાં આપ્યાં. રાજા મુળરાજસિંહ સોલંકીએ પોતાનાં આ નવાં રાજ્યનાં વિસ્તારમાં આવેલ પુણ્ય અને પવિત્ર એવાં સુપ્રખ્યાત તીર્થસ્થળ શ્રીસ્થળ એટલે હાલનાં સિધ્ધપુમાં પોતાનાં ચૌલુક્ય રાજવંશનાં કુલદેવતા રુદ્ર ભગવાનનું એક ભવ્ય કળાકારીગીરવાળું રુદ્રમહાલય મંદિર બંધાવવાની પ્રતિજ્ઞા પરીપૂર્ણ કરવાં રુદ્રમહાલય મંદિરનું ખાતમુહૂર્ત કરાવી મંદિરનાં બાંધકામનાં શ્રીગણેશ કર્યાં હતાં.

મહારાજા મુળરાજ સિંહે બંધાવેલ આ રુદ્રમહાલય મંદિર ચૌલક્ય કળાકારીગીરીનો એક અદભુત અને અલૌકીક નમુનો હતો. આ ભવ્ય મંદિર અગિયાર માળનું બાંધકામ હતું. લોકવાયકા અનુસાર આ ભવ્ય મંદિરનાં શિખર પરથી પાટનગર નગરી પાટણનાં ભવ્ય દર્શન થતાં હતાં. આ મંદિર ૧૦૦ મિટર લાંબુ ૬૬ મિટર પહોળાઈના ક્ષેત્રનાં મધ્યમાં મુખ્ય મંદિર ૫૦ X ૩૩ મિટરનું હતું જેની ફરતે ૧૧ નાનાં શિવાલય મંદિરો બાંધવામાં આવ્યાં હતાં. તેને કળાકારીગીરીથી સુશોભીત ૧૬૦૦ સ્તંભો, ૭૨૦૦ બારીઓ, ૧૦૦૮ સુવર્ણમય શિખરો, ૩૦૦૦૦ ધ્વજદંડો, તેમજ ૧૮૦૦૦ પૂતળીઓ અને ૫૬ લાખ હાથીઓની પ્રતિમાથી તેમજ સ્વસ્તિક ચિન્હનાં કળામય ઘુંમ્મટથી બનાવવામાં આવ્યુ હતું. મંદિરનાં પ્રાંગણમાં પ્રવેશ કરવાનાં પ્રવેશદ્વારો સુંદર કળાત્મક કીર્તિ તોરણોથી શોભાયમાન કરવામાં આવ્યાં હતાં. સારાંએ મંદિરને સોનાં,ચાંદી અને જવેરાતોથી શણગારવામાં આવ્યુ હતું. આ ભવ્ય રુદ્રમહાલય મંદિર બનાવવાનો ખર્ચ અંદાજે એક લાખ પચીશ હજાર સોનામહોરોનો થયો હતો અને તેને પુર્ણ કરતાં ૧૬ વર્ષ થયાં હતાં. આ મદિરનાં સ્તંભો ગુજરાતનાં એ યુગમાં બંધાયેલાં મંદિરોની સરખામણીંમાં ઉંચામાં ઉંચાં સ્તંભો હતાં. પ્રભાસ પાટણનાં સોમનાથ મહાદેવનાં વિશ્વવિખ્યાત મંદિરની જેંમ અનહિલવાડ પાટણનાં આ એકાદશ એટલે અગ્યાર રુદ્રો ને સમર્પિત કરેલ રુદ્રમહાલય

મંદિરની ભવ્યતા અને કળાકારીગીરી અદભૂત, અદ્વિતીય અને અનેરી હોવાથી એની ભવ્યતા અને ધનાડયતાનાં સમાચાર ભારતની ચારે દિશાઓમાં વ્યાપી ગયાં હતાં.

પુરાણ યુગથી જ શ્રીસ્થળ એટલે સિધ્ધપુરને ગુર્જર પ્રદેશનાં સરસ્વત મંડળમાં આર્યધર્મનું અતિ પવિત્ર, પ્રાચીન અને સર્વોચ્ચ તીર્થસ્થળ તરીકે માનવામાં આવ્યું છે. રુદ્રમહાલયનાં નિર્માણથી શૈવ સંપ્રદાયનાં મુખ્ય તીર્થસ્થળ બનવાની સાથે સિધ્ધ્પુર ચૌલુક્યવંશી રાજાઓનાં શુભાશિષ, શુભભાવના અને આર્થીક મદદથી ભવ્ય જૈન દેરાસરોનાં પણ નિર્માણ થતાં જૈન સંપ્રદાય નું પણ મુખ્ય તીર્થસ્થાન બન્યું હતું. અનહિલવાડ પાટણનાં આ સોલંકીવંશનાં રાજ્યકાળ દરમિયાન જ પર્સીયા પર આક્રમણ કરી પર્સીયન સામ્રાજ્ય, સંસ્કૃતિ અને ઝોરોસ્ટ્રિયન ધર્મનો મહદ અંશે સર્વનાશ કરનારાં કૃર, ઘાતકી અને અમાનવીય આરબ મુસ્લીમો પોતાનાં ધર્મ ઈસ્લામને જ સર્વોચ્ચ, સર્વશ્રેષ્ઠ અને સાચો માની વિશ્વને દારુલ ઈસ્લામમમાં તલવારની ધારપર પરિવર્તન કરવાની અમાનુષી મહત્વકાંક્ષાથી અન્ય ધર્મો અને સંસ્કૃતિનો સર્વનાશ કરતાં કરતાં દુર્ભાગ્યે આર્યવર્તનાં સિમાડા સુધી આવી પહોંચ્યા હતાં. આર્યવર્ત કે ભારતનાં ધર્મો, ધર્મસંપ્રદાયો, સંસ્કૃતિ, ભાષા, કળાકારીગીરી, રીતરિવાજ અને પરંપરા અને સમૃદ્ધિ માટે આ એક અત્યંત દુર્ભાગ્યની ઘટના હતી. મૂર્તિપૂજાનાં સખત વિરોધી અને અન્યધર્મોનાં કટ્ટર વેરી એવાં ઈસ્લામધર્મનાં ધર્માંધ, જંગલી અને ઝનૂની મુસ્લીમોએ પોતાની કુદ્રષ્ટી ભારતવર્ષની ધાર્મિક, આર્થિક અને સાંસ્કૃતિક શ્રેષ્ઠતા, ભવ્યતા અને ધનિકતા પર પડી. આર્યવર્ત, હિંદુસ્થાન કે ભારતવર્ષને ''દારુલ હરબ'' માંથી ''દારુલ ઈલામ''માં બળજબરીથી પરિવર્તન કરવાનાં અને વિશ્વનાં સર્વપ્રથમ અને અત્યંત પૌરાણિક ધર્મ અને સંસ્કૃતિનો સર્વનાશ કરવાના આશયથી ઈસ્લામધર્મનાં અનુયાયી મુસ્લીમોએ આર્યવર્ત કે ભારતનાં પ્રદેશો પર આક્રમણ કરવાનો આરંભ કર્યો હતો. રુદ્રમહાલયનાં આ મંદિરનો સર્વપ્રથમ વિદ્વંશ ૧૦૨૫/૨૬માં મહોમ્મદ ગઝનવીએ તેનાં સૈન્ય સાથે સિધ્ધપુર અને પાટણ પર હુંમલો કરી આતંક ફેલાવીને લુંટફાટ ચલાવી. રુદ્રમહાલયનાં એ ભવ્ય અને પવિત્ર મંદિરમાં તોડફોડ કરી મૂર્તિઓને ખંડિત અને ભ્રષ્ઠ કરીને અપમાનિત કરી પાછાં ગઝની ભાગી ગયાં. આ બનાવ પછી આક્રાંતા મુસ્લીમોની ભારતભૂમી પર આતંકી પ્રવૃત્તિ અને પરધર્મો પ્રત્યેનાં તિરસ્કારની વૃત્તિ પ્રબળ બનતી ગઈ અને સમય સમયે વિવિધ મુસ્લીમ આક્રાંતાઓએ હાહાકાર મચાવી મંદિરોનો વિનાશ, મૂર્તિઓનાં ખંડન, લૂંટફાટ અને ઘોર કત્લેઆંમની પ્રથા કાયમી ધોરણે શરુ કરી

દીધી. આ રુદ્રમહાલય પરનાં મહોમ્મદ ગઝનવી અને તેનાં ઇસ્લામધર્મઝનૂની સેનાનાં અમાનવીય હુમલા અને વિદ્વંશ બાદ ચૌલુક્યકુળનાં તે સમયનાં (૧૦૨૧ થી ૧૦૬૩ સુધી) મહારાજા ભીમદેવ પહેલાંએ રુદ્રમહાલયનાં મૂળભૂત પાયાં પર મંદિરનું ફરી નિર્માણ કરાવ્યું. ત્યારબાદ મહારાજા સિધ્ધરાજ જયસિંહે (ઈ.સ.૧૦૯૪-૧૧૪૪ કે વિ.સં.૧૧૫૦-૧૨૦૦) રુદ્રમહાલયનો પુનઃજીર્ણોધ્ધાર કરાવી સિધ્ધપુર નગરનો વિકાશ કરી નવાં શહેરની સ્થાપના કરી. વિક્રમ સંવત ૧૨૩૪ ( ઈ.સ. ૧૧૭૮) નાં વર્ષમાં મહોમ્મદ ઘોરી નામનાં મુસ્લીમ આક્રાંતાએ અનહિલવાડ પાટણ પર ચઢાઈ કરવાની ચેષ્ઠા કરી. આ સમયે પાટણનાં રાજા ભિમદેવ (વિ.સં.૧૨૩૪-૧૨૯૭ ઈ.સ. ૧૧૭૮-૧૨૪૧) સગીર વયનાં હોવાથી એમની શુરવીર માતા નાયિકીદેવી રાજ્યનો દોર સંભાળતાં હતાં. બહાદુર નાયિકીદેવીએ આ આક્રાંતા મુસ્લીમ મહોમ્મદ ઘોરીને યુદ્ધમાં લલકાર્યો અને અહિલવાડ પાટણથી ૪૦ માઇલ દૂર આબુની પર્વતમાળાઓ પાસે આવેલ કાયદ્રા સ્થળે ભયંકર અને નામોશી ભરેલ પરાજય આપી આક્રાંતા મુસ્લીમો અને તેનાં સુલતાન શહાબ્બુદીન મહોમ્મદ ઘોરીનાં દાંત ખાટા કર્યાં. આ એક ભારતીય વીર નારીથી પરાજય પામીને ફરી પોતાના વતન મુલ્તાન પાછો ભાગી ગયેલ મહોમ્મદ ઘોરી અનહિલવાડ પાટણ કે ગુજરાત પર પોતે સ્વયં કદીપણ ચઢાઈ કરવાની હિમ્મત ન કરી શક્યો.. સત્તર વર્ષ પર્યંત તેનાં દિલ્હી સ્થિત પ્રતિનિધિ કુત્બ-અલ-દીન ઐબેકે વિ.સં. ૧૨૫૧ (ઈ.સ.૧૧૯૫)માં પોતાની તુર્કસેના સાથે ગુજરાત પર ચઢાઈ કરી લૂંટફાટ ચલાવી દેવાલયોનો નાશ કર્યો. ઘોરીએ છળકપટથી માલવાનાં રાજા પ્રુથ્વીરાજને હરાવી બંધી બનાવી મુલ્તાન લઈ ગયાં પરંતુ અનહિલવાડ પાટણને જીતવાની શહાબ્બુદીન મહોમ્મદ ઘોરીની ઇચ્છા તેનાં ઈ.સ. ૧૨૦૬માં તેનાં મૃત્યુ સુધી પણ પરીપૂર્ણ થઈ શકી નહિ.

સંવત ૧૩૫૩ (ઈ.સ. ૧૨૯૭)માં ખીલ્જીવંશનાં બાદશાહ અલ્લાઉદ્દિને રુદ્રમહાલયનો વિનાશ કર્યો. આ સમયે ચૌલુક્યનાં સોલંકીવંશનાં રાજાની હાર થતાં તેમની અનહિલવાડ પાટણ રાજ્યની રાજ્યસત્તાનો અંત આવ્યો અને સારાં એ ગુજરાતમાં ખીલ્જીવંશ સતાધીશ બન્યો અને ગુજરાત તેમનાં દિલ્હીનાં મુસ્લીમ સામ્રાજ્યનો એક ભાગ બની ગયો. આ રીતે ગુજરાતમાં ઈસ્લામિક સામ્રાજ્યનાં મૂળ નંખાયાં. કાળાંતરે ખીલ્જીવંશને પદભ્રષ્ઠ કરી તઘલઘવંશ સત્તાપર આવ્યો. સમય જતાં મુઝફ્ફરીદવંશનાં અહમદ શાહે દિલ્હીની રાજ્સત્તા હાથમાં લીધી. અહમદ શાહે તેનાં પિતાની જેમ હિંદુઓને રંજાડવાની

અને મંદિરોનો ધ્વંશ કરવાની કોઈ પણ તક ચુકતો ન હતો. તેણે પોતાનાં સૈન્યનાં તાજ ઉલ મુલ્ક નામનાં તુર્ક ગુલામને ગુજરાતમાં આતંક અને લુંટફાટ કરી અને મંદિરોનો વિનાશ કરવાં માટે ઈ.સ. ૧૪૧૪મા તેની ખાસ નિમણુંક કરી હતી. જેણે ગુજરાતમાં આતંક ફેલાવીને બ્રાહ્મણોની કત્લેઆમ કરી મંદિરોનો નાશ કર્યો હતો. તે ઉપરાંત ત્યાં વસતાં મવાસ અને ગીરાસ હિંદુ જામીનદારોનો સર્વનાશ કરી તેમની જમીન અને જાગીર લુંટી લઈ મુસ્લીમોને વહેંચી આપી હતી. વિ.સં.૧૪૭૧ (ઈ.સ. ૧૪૧૫)માં અહમદ શાહે પોતે સિધ્ધપુર પર આક્રમણ કરી શહેરને ઘેરી લીધું અને રુદ્રમહાલય મંદિરનો નાશ કર્યો. સિધ્ધ્પુરનાં સોલકીવંશનાં રાજા, પ્રજા અને બ્રાહ્મણોએ તેનો બહાદુરીપુર્વક પ્રતિકાર કર્યો હતો પરંતુ અંતે તેઓની હાર થતાં અનહિલવાડ પાટણનાં સલંકીસામ્રાજ્યનો અસ્ત થયો હતો. જેનું વર્ણન ૧૬મી સદીનાં પ્રખ્યાત પર્સિયન ઐતિહાસિક કવી સિકંદર ઈબ્ન ઈ મુહમ્મદ ઉર્ફે મુંજ્હ ઇબ્ન ઈ અકબરે ૧૬મી સદીમાં લખેલ પ્રશંસા કાવ્ય સંગ્રહ મિરાતે સિકંદરીમાં લખ્યું હતું કે '' અહમદ શાહે ઇસ્લામીક પંચાંગ અનુશાર ૮૧૮ (ઈ.સ.૧૮૧૫)માં સિધ્ધપુર પર ચઢાઈ કરી હતી અને જે મંદિરમાં સોનાં ચાંદીની મૂર્તિઓ પધરાવવામાં આવેલ હતી તે મંદિરનો તેણે નાશ કર્યો હતો. તેણે અલ્લાની પ્રેરણાથી સિદ્ધપુરનાં મંદિરોનો વિનાશ કરવાં ચઢાઈ કરી હતી કે જ્યાં નાસ્તિકોનાં (ઈસ્લામને ન માનનારાંઓનાં) ઘરો હતાં અને કમભાગી અગ્નીપૂજકોનું ( આ શબ્દ પ્રયોગ કદાચ પારસીઓ [ઝોરોસ્ટ્રીયનો] માટે કરવામાં આવ્યો હોઈ એમ લાગે છે.) વતન હતું. ત્યાં જનોઈ પહેરનારાં મૂર્તિપૂજકો(બ્રાહ્મણો) રાત-દિવસ રહેતાં હતાં. તે હંમેશાં મુર્તિઓની અને મૂર્તિપૂજકોની જગ્યા રહી છે. એને કોઈ પણ પ્રકારનું ક્યારેય અને કોઈપણ તરફથી નુક્શાન કરવામાં આવ્યું નથી. એ ઘણીજ પ્રસિદ્ધ અને દુનિયામાં પ્રખ્યાત જગા હતી. એ કમભાગી મૂર્તિપૂજકોનું વતન હતું. જેનાં(મંદિરનાં) પાયાં મજબૂતપણે પથ્થરનાં બાંધવામાં આવ્યાં હતાં. તેને શણગારેલ ચિત્રો અને શિલ્પકળા જાણે કોઇએ સ્વર્ગમાંથી અવતરીને ચિતરી હતી! તેનાં દ્વારો ચંદન અને ઉદ(ઉદુંબર)નાં બનાવવામાં આવ્યાં હતાં જે સોનાનાં કડાંથી જડેલાં હતાં. જમીન પર આરસપહાણની લાદીઓ પાથરવામાં આવી હતી જે નાં પત્થરો અરિશાની જેમ ચળકાટ મારતાં હતાં. બળતણ તરીકે ઉદ સળગાવવામાં આવતું હતું. કપુરની વડિઓ મોટાં પ્રમાણમાં સળગાવવામાં આવતી હતી. તેમનાં દરેક ખુણાંમાં કમાનો હતી અને દરેક કમાનોમાં સોનાનાં ઝુમ્મરો લટકાવેલાં હતાં. મંદિરોમાં સોનાં અને ચાંદીની મૂર્તિઓ ગોઠવવામાં

આવેલી હતી. જે મૂર્તિઓ ચીન અને ખોતાનને શરમાવે એવી હતી. આવું આ પ્રખ્યાત પુરાતન મંદિર હતું. એ વિશ્વમાં સર્વત્ર પ્રખ્યાત હતું. અહમદ શાહનાં પ્રયાસોથી તેને મૂર્તિઓથી મૂક્ત કરવામાં આવ્યું હતું ત્યારે મૂર્તિપૂજકોનાં હ્રદય દુઃખથી ચુરેચુરાં થઈ ગયાં હતાં. તેણે(અહમદ શાહે) મસ્જીદ બંધાવી મિમ્બરો મુકાવ્યાં હતાં અને ત્યાંથી મહોમ્મદનો કાયદો અમલમાં મૂકવામાં આવ્યો હતો. મૂર્તિઓ, મૂર્તિકારો અને મૂર્તિપૂજકોની આ જગ્યા પર ઈંમામ, બંગી અને ખાતીબોની નિમણૂંક કરવામાં આવી હતી. અહમદની સદકૃપાએ આ પ્રકારની મદદ કરી હતી. આ રીતે મૂર્તિસ્થાનોને અલ્લાહનું રહેઠાણ બનાવાયું હતું. જ્યારે ઉલ્તાન સિદ્ધપુરનાં કાર્યમાંથી મુક્ત થયો ત્યારે તેણે ૧૪૧૬-૧૭(૮૧૯)માં ધાર પર ચઢાઈ કરી હતી.

સુલતાનની સેનાએ અન્ય ધર્મોનાં ધર્મસ્થળોનાં વિનાશ અને મૂર્તિખંડનનાં ઝનૂની અને ધૃણા ભર્યાં ઇસ્લામિક નિયમોનાં વાવટાં હેઠળ ભેગા મળીને રુદ્રમહાલય મંદિરનો વિનાશ કર્યો. રુદ્રમહાલય મંદિરનાં ખડેર ભાગને અત્યાચાર અને બળજબરીથી મંદિરનાં જુનાં સ્તભો અને અન્ય પત્થરોનાં કાટમાળનો ઉપયોગ કરીને સભાગૃહ રૂપે મસ્જીદમાં રૂપાંતરીત કરવામાં આવ્યું હતું. મુઝવફ્ફરીદ મુસ્લીમ રાજવંશનાં વખાણ કરનારાં રાજકવિ મંજ્હુ અને અહમદ શાહનાં વખાણ કરનારાં કવિ હુલ્વી શીરાઝીનાં રાજાઓને પ્રશંશામાં લખાયેલાં પર્સિયન કાવ્યોમાં રુદ્રમહાલય મંદિરની ભવ્યતા અને ધનાઢ્યતાને વરણાવતાં તેઓએ લખ્યું છે કે આ મંદિરની મૂર્તિઓ સોનાં અને ચાંદીની બનાવેલી હતી. પરંતુ તેમેનાં લખાણોમાં ક્યાંયેય મંદિરને મસ્જીદમાં રૂપાંતરણ કર્યાનો ઉલ્લેખ કરવામાં આવ્યો નથી આ બે મંદિરોનાં ભાગને સાથે કરી સભાખંડરૂપી મસ્જીદમાં પરિવર્તનની વાતને એવી રીતે પ્રદર્શીત કરીને નિર્દેશન કરવામાં આવ્યું છે કે અહમદ શાહ પોતાનાં પરધર્મી રાજકીય અને લશ્કરી શત્રુઓને માત્ર રાજકીય સત્તા માટે જ નહીં પરંતુ ઈસ્લામની કિર્તી માટે પરાજીત કરતો હતો." જે એ વાતનો ઉલ્લેખ કરે છે કે મુસ્લીમ આક્રાંતાઓનાં હુમલાં, જંગલી કૃત્યો અને અમાનવીય અત્યાચારો, ક્રુરતા વગેરે માત્ર ધનદોલતની લૂંટ અને રાજસત્તા હાંસીલ કરવાં માટે જ ન હતાં પરંતુ તેનો મુખ્ય ઉદેશ મૂર્તિપુજકો, મૂર્તિઓ અને મૂર્તિસ્થાનોનો સર્વનાશ કરી ને ભારતમાં દારૂલ ઈસ્લામ એટલે ઈસ્લામીક સામ્રાજ્ય સ્થાપિત કરવાનો હતો. આ જ મુખ્ય કારણો સર રુદ્રમહાલય મંદિર અને એવાં અન્ય મંદિરો તેમજ અન્ય પરધર્મોનાં પવિત્ર સ્થાનોનો નાશ કરવાં મુસ્લિમ રાજસત્તાધિશો, લશ્કર અને ઇસ્લામનાં અનુયાયીઓએ સમય સમયે વારંવાર પ્રયત્નો

કર્યાં છે અને આજે પણ તેઓ એ અમાનુષી કૃત્યો કરતાં રહ્યાં છે. ઈસ્લામનાં આવાં દાનવી અત્યાચારો સામે ઝરથુસ્ટિઓ, ખ્રીસ્તિઓ, યહુદીઓ, પેગનો, હિંદુઓ, જૈનો, સિખો, બૌધો અને અન્ય મૂર્તિપુજકો ઝઝુમતા આવ્યાં છે અને હાલનાં આ યુગમાં પણ ઇસ્લામનાં આધુનિક આતંકવાદ સામે ઝઝુમી રહ્યાં છે.
સોલંકી સામ્રાજ્યનાં યુગમાં સમય સમયે અનહિલવાડ પાટણ અને સિધ્ધપુર પર થયેલ મુસ્લીમ આક્રાતાંઓની ધાડો અને ચઢાઈઓનો દરેક સમયે અર્યવીરો કે હિંદુઓ બહાદુરી પુર્વક સામનો કરતાં રહ્યાં પરંતુ જ્યારે કોઈ બીજો વિકલ્પ ન રહેતો હોય એવાં સંજોગોમાં ધર્મ, આત્મ અને કુટુંબના રક્ષણ માટે અને દયાહીન, પાશવી અને સેતાન મુસ્લીમોથી હિંદુસમાજની સ્ત્રીઓની લાજ બચાવવાને કારણે ઘણાં હિંદુઓ છેવટે પોતાનાં ઘરબાર મૂકીને આસપાસનાં સબળ અને સલામત હિંદુ સામ્રાજ્યોમાં સ્થળાંતર કરવાં મજબૂર બન્યાં હતાં. આ કારણો સર રાજા મૂલરાજે ઉત્તરમાંથી બોલાવીને સિધ્ધપુરમાં સ્થાયી કરેલ ઔદીચ્ય બ્રાહ્મણોનાં કેટલાંક વંશજો પણ મેવાડ, કચ્છ અને દક્ષિણમાં મરાઠાવાડ, કોંકણ, ગોમાંતક અને કર્ણાટકનાં પ્રદેશમાં લાચારીથી સિધ્ધપુર વિસ્તારમાંથી સ્થળાંતરને કરી વસવાટ કરવાં વિવશ થયાં હતાં.
વિશ્વમાં મુસ્લીમ સામ્રાજ્ય અને ઇસ્લામનાં કાયદાઓ સ્થાપિત કરવાની મહ્ત્વકાંક્ષાવાળા કૃર અને ઘાતકી મુસ્લીમોએ ગુજરાતમાં સિધ્ધપુર અને રુદ્રમહાલય કે રુદ્રમાળ મંદિર તેમેજ અન્ય મંદિરો અને મૂર્તીઓનો વિનાશ કરી આ આર્ય કે હિંદુઓનાં પવિત્ર તીર્થસ્થળને અભડાવીને તેનો સર્વનાશ કર્યો. એક યુગની પ્રાચીન હિંદુધર્મ, તત્વજ્ઞાન અને વિજ્ઞાનની મહાવિદ્યાપીઠ ગણાતાં સિધ્ધ્પુર અને પાટણને ઇસ્લામધર્મની શિક્ષાનાં કેન્દ્રમાં પરિવર્તન કરવામાં આવ્યું. તેમજ ઇસ્લામધર્મનો બળજબરીથી અંગીકાર ન સ્વિકારનારાં લાખો હિંદુ સ્ત્રી પુરુષ અને બાળકો પર અત્યાચાર, બાળાત્કાર કરી તેમની નિર્મમ હત્યા કરી. અત્યાચાર અને બળજબરીથી ધર્મપરિવર્તીત થયેલાં વિવશ હિંદુઓ અને મુખ્યત્વે બ્રાહ્મણ અને વાણિયાઓ હાલનાં સમયમાં વોહરા, બોહરા કે વોરાનાં નામથી ઓળખાતી મુસ્લીમ જાત છે તેમજ હિંદુ લોહાણા જાતીનાં લોકો મુસ્લીમ ખોજાલોકો તરીકે ઓળખાય છે. આતંક્વાદી ધર્મઝનુની મુસ્લીમોએ સોલંકી અને ત્યારબાદ વાઘેલા રાજવંશનો નાશ કરી ગુજરાતનાં મહદ પ્રાંત પર પોતાનું સામ્રાજ્ય જમાવ્યું. જેને કારણે ગુજરાતમાં હિંદુઓ પર સંકટ અને કષ્ટનાં વાદળો ઘેરાયાં. લાખો હિંદુઓની જેમાં મુખ્યત્વે આર્ય હિંદુધર્મનાં અધિષ્ઠાત્રી અને રક્ષક એવાં બ્રાહ્મણોની

ક્રુરતાથી હત્યા કરવામાં આવી. લાખો હિંદુઓને બળબરીપુર્વક ઇસ્લામધર્મ સ્વિકારવાં વિવશ કરવામાં આવ્યાં. આ ઇસ્લામની આતંક અને ક્રુરતાની પ્રક્રિયા ગુજરાત પ્રદેશમાં સોળમી સદી સુધી ચાલતી રહી. અંતે મરાઠા મહારાજા છત્રપતિ શિવાજી મહારાજે ગુજરાતની હિંદુ પ્રજાને મુસ્લીમોનાં ત્રાસમાંથી મુક્ત કરવાની શરૂઆત કરી. મરાઠા પેશવા અને ગાયકવાડવંશજોએ ઇ.સ. ૧૭૫૮માં મોગલસામ્રાજ્યનાં મોનીમખાનને હરાવીને મુસ્લીમોની ગુજરાતની રાજધાની અમદાવાદ પર મરાઠાસામ્રાજ્યનો પેશવાઈ હિંદુપદપાદશાહીનો ભગવો ધ્વજ મરાઠાઓએ લહેરાવ્યો અને ગુજરાત પ્રાંત પર મુસ્લીમ સત્તાનો અંત આણી ગુજરાતની આર્ય કે હિંદુ પ્રજાને મુસ્લીમોનાં ત્રાસમાંથી મુક્ત કરી ફરી ગુજરાતમાં હિંદુસામ્રાજ્યની સ્થાપના કરી. ગુજરાતમાં મુસ્લીમ સામ્રાજ્યનાં અંત પછી સિધ્ધપુરની ગૌરવવંતી પ્રતિષ્ઠા, મહત્તા અને ભવ્યતા પુનઃપ્રસ્થાપિત થતાં ફરી એકવાર સિદ્ધપુર અર્યોનાં અગત્યનાં ધાર્મિક તિર્થસ્થળ તરીકે ઝગમગવાં લાગ્યું અને સિધ્ધપુરની કરૂણામય આપત્તિકાળનો અંત આવ્યો. આજે ગુજરાત પ્રદેશનાં મુસ્લીમ સામ્રારાજ્યનો અંત આવ્યાંને ૩૦૦ વર્ષ અને બ્રિટીશ સામ્રાજ્યનો અંત આવ્યાંને તથા ભારતને સ્વતંત્રતા મળ્યાંને છ દાયકાઓ વીતી ગયાં છતાં પણ સિધ્ધપુરનાં શીશમુંગટ સમા રુદ્રમહાલય મંદિરનું પુનઃનિર્માણ શ્રી સોમનાથ મહાદેવનાં મંદિરની જેમ થઈ શક્યું નથી જે સારાં એ આર્ય કે હિંદુ સમાજ માટે અત્યંત શરમ જનક વાત છે. આજે અનેક ભવ્ય અને સુંદર મંદિરો અને ધર્મગુરુઓનાં આશ્રમો નાં સર્જન સારાં એ આર્યવર્તમાં થયાં હોવાં છતાં કોઈ પણ હિંદુ ધાર્મિક સંસ્થાઓ, આચાર્યો, ધર્મગુરુઓ, સ્વામિઓ, આશ્રમો કે ધનાઢ્ય દાનવીરોએ ક્યારેય રુદ્રમહાલયનાં મંદિરનાં પુનઃનિર્માણની વાતોને દોહરવી નથી અને એ યોજનાને સાકાર કરવાં પ્રયત્નો આદર્યાં નથી. આજે જો વિશ્વનાં આર્યજનો કે હિંદુઓ અને તેમની સંસ્થાઓ, સ્વામિઓ, ધર્માચાર્યો, બ્રાહ્મણો અને આશ્રમો જો આ વર્ષે સહિયારો સંકલ્પ કરે તો રુદ્રમહાલયનાં ભવ્ય મંદિરનાં પુનઃનિર્માણનું કાર્ય અત્યંત સરળતાથી અગિયાર વર્ષમાં પુરું કરી રુદ્રમહાલય મંદિરનાં ખાતમુહૂર્તની ૧૦૫૧મી વર્ષ જયંતિનાં વર્ષમાં એટલે વિક્રમ સંવત ૨૦૭૭ મહાસુદ બીજનાં શુભદિને પ્રાણ પ્રતિષ્ઠા કરાવી રુદ્રમહાલયની ભવ્યતા અને ગૌરવતાને ફરી પુનર્જન્મ આપી શકે છે. ગુજરાત કે ભારત જ નહિ પરંતુ સારાં એ વિશ્વમાં વસતાં સ્વાભિમાની અને ધર્મનિષ્ઠ આર્યો કે હિંદુઓ પોતાનાં ધર્મ, જાતી અને રુદ્રમહાલયનાં મંદિરનાં ગૌરવનાં અભ્યુત્થાનનો સમય હવે પાકી ગયો છે. આર્યો ! ઉઠો જાગો અને ધ્યેયને સિદ્ધ કરો !

# શ્રી રુદ્રમહાલય મંદિરનાં અવશેષો









ઈસ્લામ ધર્મ અને તેના આતંક્વાદી ઉપાસક મુસ્લીમોની અન્ય ધર્મ પ્રત્યેની દુષ્ટતા, ક્રૂરતા, દુરવ્યવહાર ધૃણા, તિરસ્કાર અને અમાનવીય કૃત્યોનો ઐતિહાસિક પુરાવા સ્વરૂપ વિનાશ કરેલા રુદ્રમહાલય મંદિરનાં અવશેષો.





















આશ્ચર્યની વાત એ છે કે ભારતીય પુરાતત્વ વિભાગે મુકેલ માહિતી શીલાલેખ પર મુસ્લીમોએ આ રૂદ્રમહાલય મંદિરનો કેટલીએવાર વિનાશ અને ભગવાનની મુર્તીઓને ખંડિત કર્યાનો કોઈ ઉલ્લેખ કરવામાં આવ્યો નથી ! ! !

# મહર્ષિ ગૌતમ

લગભગ ૧૦,૦૦૦ વર્ષ પૂર્વે રચવામાં આવેલાં વેદોનાં મંત્રદ્રષ્ટા કે સૂત્રકર મહર્ષિઓમાં મહર્ષિ ગૌતમનું સ્થાન ઘણું જ અગ્રજ અને અગત્યનું છે. મહર્ષિ ગૌતમ દશ પ્રજાપતિઓ તરીકે ઓળખાતાં બ્રહ્માજીનાં દશ માનસપુત્રોમાંનાં એક અને બ્રહ્માજીનાં મુખમાંથી ઉત્પન્ન થયેલાં એવાં મહામુનિ મહર્ષિ અંગીરસનાં વંશમાં જન્મ્યાં હતાં. અંગીરસનાં લગ્ન દક્ષ કન્યા સ્મૃતિ તેમજ મહર્ષિ મરીચની સુપુત્રી સુરૂપા અને શ્રદ્ધા સાથે થયાં હતાં. મહર્ષિ અંગીરસની તપોભૂમિ અને આશ્રમ કાનપુરથી ૨૭ અને કનોજથી ૧૦૩ કિલોમીટર દૂર આવેલા બિથુર પાસેનાં અનકુઈ ગામમાં હોવાની માન્યતા છે. જે સ્થળે હાલમાં પણ આશ્રમ સ્થાપવામાં આવેલો છે. મહર્ષિ અંગીરસ બલીદાન વિધી વ્યવસ્થિત રીતે કેવી રીતે કરવી તેનું પ્રદર્શન કરનારાં પ્રથમ અને અગ્રેસર મંત્રદ્રષ્ટા હતાં. જેનાં કારણે આ યુગમાં પણ યજ્ઞોપવિત કે ઉપનયન સંસ્કાર સમયે આહુતિ આપતાં ''मेघाम मह्यम अंगीरसः । मेघाम सप्तर्षयो ददुः । मेघाम मह्यम प्रजापतिः । मेघाम अंगीर ददातु मे ।'' શ્લોક બોલીને બટુક કે બ્રહ્મચારી હવનમાં આહુતિ અર્પણ કરે છે. મહર્ષિ ગૌતમ આવાં તેજસ્વી પ્રજાપતિ મહર્ષિ અંગીરસનાં પ્રપોત્ર, મહર્ષિ ઉતથ્યનાં પૌત્ર અને દિર્ઘતમસ(રાહુગુણ) નાં પુત્ર હતાં. મહર્ષિ ઉતથ્ય વિશ્વકલ્યાણનાં માર્ગદર્શનનાં તત્વજ્ઞાનની 'ઉતથ્યગીતા'નાં રચિતા હતાં. મહાભારતનાં ઉલ્લેખ પ્રમાણે મહર્ષિ ઉતથ્યએ ભગવાન વરૂણને આપેલ શ્રાપને કારણે સરસ્વતિ નદીનાં જળ સુકાઈ ગયાં હતાં. મહર્ષિ ગૌતમ મહારાજા મંધાતાનાં આધ્યાત્મિક ગુરુ અને દેવગુરુ બૃહસ્પતિનાં મોટા ભાઈ મહર્ષિ ઉતથ્ય અને તેનાં પત્ની મમતાનાં પુત્ર મહર્ષિ દિર્ઘતમસનાં પુત્ર હતાં. મહર્ષિ ગૌતમનાં માતા પ્રદ્વેશી અને પિતાનું નામ દિર્ઘતમસ હતું. તેઓ તેમનાં જ્યેષ્ઠ પુત્ર હતાં. મહર્ષિ ગૌતમનાં પિતા દિર્ઘતમસ મહારાજા ભરત, કે જેનાં નામ પરથી આર્યવર્તનું બીજુંનામ ભારતવર્ષ પડયું હતું, તેમનાં તેઓ રાજ્પુરોહિત હતાં. દિર્ઘતમસ જન્મથી જ અંધ હોવાં છતાં પણ તેઓ વેદોનાં જ્ઞાતા અને સર્જક હતાં. તેઓ ઋગવેદનાં ૧૦૦૦ શ્લોકોમાંનાં ૧૫૦ સ્તોત્રોનાં રચિતા અને મહારાજા ભરતનાં રાજપુરોહિત હતાં. મહર્ષિ દિર્ઘતમસ તેમનાં વિરોધાભાસી સુત્રો માટે પ્રખ્યાત હતાં. જેમાનું એક પ્રચલીત સુત્ર, ''જે વ્યક્તિ નીચેનાં પિતાને ઉપરનાં પિતાદ્વારાં જાણે છે અને જે ઉપરનાં પિતાને નીચેનાં પિતાદ્વારાં જાણે છે તેને કવિ કહેવામાં આવે છે.'' આ ઉપરાંત તેઓ ઋગવેદની

તેમની ''અસ્યવામસ્ય'' કવિતાનાં સુત્રો માટે પણ પ્રખ્યાત છે. મહર્ષિ દિર્ઘતમસ ''एकम सद्विप्रा बहुधावदंति'' નો એકેશ્વરવાદનો સર્વપ્રથમ સંદેશો આપનારાં મહાન તત્વજ્ઞાની મહા ઋષિ હતાં. આજે પશ્ચિમનાં વિદ્વાનો ૩૬૦ અંશ સ્વર્ગચક્ર કે રાશિચક્રની શોધનું શ્રેય જે ઈસ્વિસન પુર્વે ૪૦૦ વર્ષ પહેલાનાં બેબીલોનીયનોને આપે છે પરંતુ વાસ્તવમાં એ રાશિચક્રની શોધ અને તેનાં ૩૬૦ વિભાજનો તેમજ ૧૨ રાશિઓનાં શોધક કે જનક મહર્ષિ દિર્ઘતમસ હતાં. તેમણે ઋગવેદનાં પહેલાં અધ્યાયમાં એ વિષય પર લખેલ ૧૪૦ થી ૧૬૦ શ્લોકો એ સત્ય વાતનો પૂરાવો છે. આવાં મહાન વંશનાં વિદ્વાન પિતાનાં જ્યેષ્ઠ પુત્ર મહર્ષિ ગૌતમ પણ ચતુર, વિદ્વાન અને તેજસ્વી મહાપુરુષ હતાં.

મહર્ષિ ગૌતમને બ્રહ્મજ્ઞાન ગળથુથી માંથીજ વારસામાં ઉતર્યું હતું. બાળપણંમાં જ તેને માતાપિતા તરફથી સંસ્કાર અને ધર્મજ્ઞાનનાં પાઠો શીખવાનું અહોભાગ્ય પ્રાપ્ત થયું હતું. મહર્ષિ ગૌતમ પણ પોતાનાં પિતા અને પૂર્વજોની જેમ વિદ્યા અભ્યાસમાં પારંગત થઈને મંત્ર દ્રષ્ટા એટલે મંત્રોનાં શોધક બન્યાં હતાં. મહર્ષિ ગૌતમે પોતાનાં પિતા મહર્ષિ દિર્ઘતમસની જેમ ઋગવેદનાં કેટલાંક સૂત્રો પણ તેમણે લખ્યાં છે. પિતૃમેધસૂત્ર લખવાનો યશ પણ મહર્ષિ ગૌતંમને શીરે જાયછે. આ ઉપરાંત સામવેદમાં ભદ્રને નામે જાણીતાં સ્તોત્રોનાં રચનાર પણ મહર્ષિ ગૌતમ હતાં. આદીકાળંમાં રચવામાં આવેલ વિશ્વ પ્રખ્યાત ધર્મશાસ્ત્ર કે ધર્મસૂત્રની રચના કરનારાં સર્વ પ્રથમ ન્યાય શાસ્ત્રનાં સર્જક મહર્ષિ ગૌતમ હતાં. આ જ કારણથી એ શાસ્ત્ર ગૌતમ ધર્મશાસ્ત્ર તરીકે પણ ઓળખાય છે. તેમનાં આ ધર્મસુત્ર કે ધર્મશાસ્ત્ર પછી સમયે સમયે અન્ય ધર્મસુત્રો અને તેની ટીકાઓ સુધારાં વધારાં સાથે અન્ય ઋષિઓએ પ્રકાશીત કરી છે પરંતુ વાસ્તવમાં મહર્ષિ ગૌતમનું ધર્મસૂત્ર જ અત્યંત જુનામાં જુનું અને સ્વયંરચિત છે. શાંખ્યમુનિ ગૌતમ બુદ્ધ (ઇસ્વિસન પુર્વે ૫૬૩-૪૮૩)નું ધર્મસુત્ર પણ મહર્ષિ ગૌતમનાં ધર્મસુત્ર કે ધર્મશાસ્ત્ર પરજ આધારિત છે. આ ઉપરાંત બૌધાયણનાં મંતવ્ય અનુસાર મહર્ષિ ગૌતમ સામવેદી શીક્ષાની વિદ્યાલયનાં સ્થાપક અને શિક્ષક હતાં. તેમની શિક્ષાને ગૌતમસૂત્ર કે ગૌતમસ્મૃતિ તરીકે ઓળખાવામાં આવે છે.

આ ધર્મશાસ્ત્ર કે ધર્મસૂત્રનાં ૨૮ અધ્યાયોમાં ૧૦૦૦ સૂત્રોનો સમાવેશ થયેલો છે. જેમાં આર્યધર્મનાં સિદ્ધાતો, આચાર, નિયમો, સંસ્કાર, દંડ, ન્યાય, રાજનીતિ, રાજકરણ, વારસો, સભ્યતા, પ્રાયશ્ચિત, તેમજ આધ્યાત્મિક, સાંસારિક અને ભૌતિક જીવન સાથે સંકળાયેલાં અન્ય વિષયોને આવરી લેવામાં આવ્યાં છે. તદોપરાંત તેમાં ચાર વર્ણાશ્રમો, ચાલીશ

સંસ્કારો, માનવ જીવનનાં ચાર આશ્રમો નાં નિયમો અને પદ્ધતિ ચર્ચવામાં આવ્યાં છે. મહર્ષિ ગૌતમનું આ ધર્મસૂત્રને વિશ્વનું પ્રાચીન અને સર્વ પ્રથમ કાયદા શાસ્ત્રનાં પુસ્તક તરીકે ગણનાં કરવામાં કોઈ અતિશયોક્તિ નથી. બ્રહ્માંડ પુરાણનાં ઉલ્લેખ અનુસાર મહર્ષિ ગૌતમે સામવેદની રાણાયણી શાખાની વિશાખા શરૂ કરી હતી. મહર્ષિ ગૌતમે સામાન્ય માનવોને શાસ્ત્રોમાં વર્ણવવામાં આવેલાં પ્રસંગો સામે સલાહ અને ચેતવણી આપવાં રચેલ સૂત્ર '' **द्रुष्टो धर्म व्यतिक्रमह साहसम च महताम । अवर दौरबल्याथ ।**'' માં મહર્ષિ ગૌતમે કહ્યું છે કે મહાન વ્યક્તિઓ ખરેખર ધર્મની મર્યાદાઓનું ઉલ્લંઘન કરીને એવાં અદભૂત કાર્યો બજાવ્યાં છે કે જેનું અનુકરણ અન્ય સામાન્ય વ્યક્તિઓ કરી શકતી નથી કારણકે તેમની પાસે એવી દિવ્ય શક્તિ હોતી નથી.

ગૌતમ નામમાં મૂળભૂત શબ્દો 'ગો' અને 'તમ' છે. જેમાં 'ગો'નો અર્થ તેજસ્વી પ્રકાશ અને 'તમ'નો અર્થ અંધકાર થાય છે. જેનો સામૂહિક અશબ્દાર્થ એ થાય છે કે ''ગૌતમ'' એટલે જે અંધકારને દૂર કરી તેજસ્વી પ્રકાશને ફેલાવનાર વ્યક્તિ. મહર્ષિ ગૌતમ પોતાની બુદ્ધિ, પ્રતિભા, વિદ્વત્તાથી અને જ્ઞાનને કારણે તેમણે ઋષિઓમાં સર્વોચ્ચતમ સ્થાન પ્રાપ્ત કર્યું હતું. આથી તેમનું નામ ઋગવેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, ઈતિહાસ, પુરાણ, સૂત્ર, તર્ક ઇત્યાદી અનેક શાસ્ત્રોમાં ઉલ્લેખવામાં આવ્યું છે. પોતાની વિદ્વત્તાથી સર્વ શ્રેષ્ઠતા અને સુપ્રસિદ્ધી પ્રાપ્ત કરીને તેમજ પોતે મંત્રદ્રષ્ટા હોવાથી પોતાનાં મૂળ અંગીરસ ગોત્રની છત્રછાયામાં પોતાનાં નામનું નવું ગોત્ર સ્થાપવાનાં હકદાર બન્યાં હતાં. આ ગૌતમ ગોત્રનાં સ્થાપક આદી મહર્ષિ ગૌતમનાં ગોત્ર કે વંશમાં અન્ય તેજસ્વી અને યશસ્વી ઋષિ મહર્ષિઓએ કાળાંતરે જન્મ લીધાં જેમનાં ઘણાંનાં નામ આ આદી મહર્ષિ ગૌતમની મહત્તા, પ્રતિષ્ઠા અને ચમત્કારિક પ્રતિભાને કારણે વંશજોએ આત્મગૌરવ માટે પોતાનાં પુત્રોનાં નામ પણ ''ગૌતમ'' રાખ્યાં હતાં તો કેટલાંકે ''ગૌતમ'' નામ ધારણ કર્યાં હતાં ક્યાંતો પોતાનાં નામની સાથે ગૌતમ નામ જોડ્યાં હતાં. જેનાં કારણે જે અન્ય ઋષિઓએ પોતાનાં નામની સાથે કે નામ વગર ગૌતમગોત્રનાં સ્થાપક આદી ગૌતમનું નામ ધારણ કર્યું હતું કે જેમનું નામાંકરણ કરવામાં આવ્યું હતું તેવાં ગૌતમ ઋષિઓનાં નામ સાથે સંલગ્નીત કથાઓ, સંબંધો, ઓળખ અને સમયને સમજવામાં અને જાણવાંમાં મહાન ગૂંચવાડો ઉદભવીત થયો છે. જેને કારણે આ આદી મહર્ષિ ગૌતમની ઘણી પેઢીઓ પછી અવતરેલાં ગૌતમ નામધારી ઋષિઓને અને તેમનાં કાર્યોને ગૂંચવાટ અને ગેરસમજણને લીધે અરસ્પરસનાં માનવાની લેખકોની ભૂલની શક્યતાઓને

ગણકારી શકાતી નથી. ઉદાહરણાર્થે આદી કે મૂળ મહર્ષિ ગૌતમ અને ૧૮૦૦ વર્ષ પૂર્વે થઈ ગયેલાં અક્ષપાદ ગૌતમ વિષયમાં ઉદભવતાં હાલનાં ઈતિહાસકારોનાં વિવિધ મંતવ્યો છે. ઈસ્વીસન પૂર્વે ૨૦૦ માં થઈ ગયેલાં વિદ્વાન અને ન્યાય વિદ્યાપીઠનાં સ્થાપક અક્ષપાદ ગૌતમને આદી કે મૂળ મહર્ષિ ગૌતમ સાથે સરખાવવાં કે એકજ સમજવાં એ એક મહાન ગેરસમજ અને ભૂલ છે. ગૌતમ નામધારી અને ગૌતમ ગોત્રધારી ઋષિઓ અને મહર્ષિઓનું જુથ સર્વગોત્રોમાં મોટાંમાં મોટું જુથ છે.

મહર્ષિ ગૌતમ જન્મસ્થાન વિષે કોઈ ચોક્કસ વિગત પ્રાપ્ય નથી પરંતુ તેમનો જન્મ ઉત્તર ભારતમાં ચક્રવર્તિ મહારાજ ભરતની રાજધાની ની આસપાસ નાં પ્રદેશમાં મહર્ષિ દિર્ઘતમસનાં આશ્રમ થયો હશે કારણકે તેમનાં પિતા દિર્ઘતમસ રાજા ભરતનાં રાજપુરોહિત હતાં. મહર્ષિ ગૌતમનાં લગ્ન બ્રહ્માએ સર્જન કરેલ એક અત્યંત સુંદર અને રૂપવાન સ્ત્રીઓ માં સર્વ શ્રેષ્ઠ અને સ્વરૂપવાન એવી કન્યા અહલ્યા સાથે થયાં હતાં. વિશ્વસર્જક બ્રહ્માજીએ અહલ્યાના રચેલાં સ્વયંવરની શરત એ રાખી હતી કે જે વ્યક્તિ વિશ્વનું ત્રણવાર પરિભ્રમણ કરી પહેલો આવે તે અહલ્યા સાથે લગ્ન કરવાં યોગ્ય ગણાશે. ગર્ભવતી ગૌમાતાની પ્રદક્ષિણા મહર્ષિ ગૌતમે અનાયાસે જ કરેલ હોવાનાં અને તે વિશ્વનાં ત્રણ પરિભ્રમણ સમાન હોવાનાં મંતવ્ય અને નિવેદનથી બ્રહ્માજીએ અહલ્યાનાં લગ્ન મહર્ષિ ગૌતમ સાથે કરાવ્યાં હતાં. દેવરાજ ઈન્દ્ર અહલ્યાની સુંદરતાથી ઘણાજ મોહિત અને મુગ્ધ થયાં હતાં અને તે અહલ્યાને પોતાની પત્ની બનાવવાં ઘણાં ઉત્સુક હતાં. અહલ્યાનાં ગૌતમ સાથે થયેલાં લગ્નથી તેઓ અત્યંત નારાજ અને નિરાશ થયાં હતા. રામાયણમાં જે અહલ્યા ઉદ્ધારનો પ્રસંગ વર્ણાવવામાં આવ્યો છે તે આ મહર્ષિ ગૌતમની પત્ની અહલ્યાનાં અનુસંધાનમાં છે. દેવરાજ ઈન્દ્રની કુટનીતિનાં શિકાર બનેલાં મહર્ષિ ગૌતમનાં શ્રાપથી અહલ્યા શીલા કે પત્થર બની ગઈ હતી. મહર્ષિ ગૌતમે પોતાની ગેરસમજને કારણે આ શ્રાપ આપ્યાની અનુભૂતિ થતાં તેમણે અહલ્યાને શ્રાપમાંથી મુક્ત કરવાં આષિર્વાદ આપ્યાં હતાં કે ભગવાન રામનાં ચરણ સ્પર્શથી સજીવ થઈને તેનો ઉદ્ધાર થશે. મહર્ષિ ગૌતમ અને અહલ્યાને વામદેવ, નોંધા અને શતાનંદ નામનાં ત્રણ પુત્રો અને અંજની નામની એક પુત્રી પ્રાપ્ત થઈ હતી. વિદ્વાન, યશસ્વી અને તેજસ્વી પિતા ગૌતમની જેમ એમનાં પુત્રો પણ વિદ્વાન ને મંત્રદ્રષ્ટા હતાં. જેનો મહિમા ઋગ્વેદનાં ચોથો ખંડમાં કરવામાં આવ્યો છે. શતાનંદ મિથિલા નરેશ અને સીતામાતાનાં પિતાશ્રી મહારાજા જનક્નાં રાજ્પુરોહિત હતાં. ગૌતમ વંશમાં શતાનંદનો પુત્ર સત્યધ્રિતી અને

તેનો પુત્ર શરદ્વાન થયા. શરદ્વાનને ત્યાં પુત્ર કૃપાચાર્ય અને પુત્રી ક્રિપાએ જન્મ લીધો. ક્રિપાનાં લગ્ન મહાભારતકાળનાં પ્રખ્યાત ગુરુ દ્રોણાચાર્ય સાથે થયાં હતાં. વનરાજા વાલીની રાણીની સુદ્ર દાસી ઔસીનારી અને દિર્ઘતમસનાં સંયોગથી જન્મેલાં અગિયાર સંતાનોમાં મોટાં મહર્ષિ કક્ષીવત પણ મોટા વિદ્વાન હતાં અને તેમણે પણ અશ્વિનોનાં સંદર્ભમાં સૂત્રો લખ્યાં હતાં. મહર્ષિ કક્ષીવતની પુત્રીનું નામ ઘોષા હતું. ઘોષાએ પોતાનાં પિતા પાસે વિદ્યાભ્યાસ કરી મંત્રદ્રાષ્ટા ઋષિકા બની હતી. કક્ષીવતની પુત્રી અને મહર્ષિ ગૌતમની ભત્રીજી ઋષિકા ઘોષા આ વિશ્વની સર્વપ્રથમ વિદ્વાન તત્વજ્ઞાની મંત્રદ્રષ્ટા નારી ઋષિકા હતી જેમણે ઋગવેદનાં દશમાં મંડળમાં ૩૯ અને ૪૦માં ભાગમાં ૧૪ શ્લોકો અશ્વનિઓની પ્રશંશામાં અને ૧૪ શ્લોકો લગ્નજીવનનાં અનુસંધાનમાં ઘાડ લાગણી અને અભિલાષા વ્યક્ત કરતાં લખ્યાં હતાં. મહર્ષિ અરૂણનાં પુત્ર ઉદ્દાલક ઋષિએ વેદની આધલિકા શાખાની રચના કરી હતી જેને પ્રપંચ્યહૃદયમાંગૌતમ શાખા તરીકે પણ વર્ણાવવામાં આવી છે. આ રીતે મહર્ષિ અંગીરસનાં વંશ તેમજ ગૌતમ ગોત્રમાં અનેક મહાન ઋષિઓ, ઋષિકા અને વિદ્વાનો ઉદભવ્યાં હતાં.

હાલનાં સાતમાં વૈવસ્વત મનુ મન્વંતરનાં સપ્તર્ષિઓમાં મહર્ષિ ગૌતમ એક મહાન અને પ્રખ્યાત ઋષિમુની છે. તેઓ વેદીક કાળનાં એક એવાં મહર્ષિ છે જેમણે મંત્રોની શોધ કરી હતી જે કારણથી તેઓ મંત્રદ્રષ્ટા કહેવાયાં હતાં. મહર્ષિ ગૌતમે સર્વપ્રથમ ધર્મસુત્ર અથવા ધર્મશાસ્ત્ર તરીકે ઓળખાતાં ગ્રંથની રચના કરી હતી અને તેઓ ન્યાયશાસ્ત્રનાં પણ જનક હતાં. આ રીતે વિશ્વને ધર્મ અને ન્યાયનાં નિયમો આપનારાં તેઓ સર્વપ્રથમ વ્યક્તિ હતાં. મહર્ષિ ગૌતમ પછી આર્યવર્તમાં કાળાંતરે ધર્મશાસ્ત્ર અને ન્યાયશાસ્ત્રનું ઉંડુ જ્ઞાન ધરાવતાં એકવીશ વિદ્વાન ઋષિ વિવેચકો, ટીકાકારો અને ન્યાયશાસ્ત્રીઓ થયાં હતાં. વાસ્તવમાં ગૌતમનું ધર્મસુત્રજ વિશ્વમાં અતિ પ્રાચીન અને અગ્રગણ્ય છે.બૌધાયણનાં મંતવ્ય પ્રમાણે મહર્ષિ ગૌતમ સામવેદી વિદ્યાલયનાં સ્થાપક હતાં અને તેમની શિક્ષાને ગૌતમસુત્ર અથવા ગૌતમસ્મૃતિ તરીકે ઓળખવામાં આવે છે. ગૌતમવંશની મુખ્ય શાખાઓ કંડ્વાર, ગોનિહ અને અંટૈયા છે. મહર્ષિ ગૌતમનાં પ્રખ્યાત શિષ્યોમાં પ્રાચીન-યોગ્ય, શાંડિલ્ય, ગાર્ગ્ય ભરદ્વાજ અને શુક્રાચાર્યનો સમાવેશ થાય છે.

મહર્ષિ ગૌતમે આર્યવર્ત કે ભારતનાં વિભિન્ન પ્રાંતોમાં પ્રવાસ અને રહેવાસ કરી ત્યાં તપ કરીને પોતાનાં આશ્રમોની સ્થાપના કરી હતી. મહર્ષિ ગૌતમ એક મહાન શીવ ભક્ત હતાં. જેનાં કારણે તેમણે પોતાની તપસ્થળીઓ પર શીવલીંગની સ્થાપનાઓ પણ કરી

હતી. જેમાં મહારાષ્ટ્રમાં નાશીક નજીક આવેલ પ્રખ્યાત ત્ર્યંબકેશ્વર મહાદેવનું મંદિર બાર જ્યોતિર્લીંગોમાંનું એક ગણાય છે. મહર્ષિ ગૌતમના આશ્રમ સ્થાનોમાં મૂળ સ્થાન, કે જ્યાં મહર્ષિ ગૌતમનો સ્થાનિક આશ્રમ હતો, તે બિહાર રાજ્યમાં સારન જીલ્લામાં ગંગા અને ઘાઘરા નદીનાં તટ પર સારંગ અરણ્યમાં આવેલ છપ્રા કે ચપ્રા ગામ થી પશ્ચિમ દિશામા પાંચ કિલોમિટર દૂર ગૌસપુર પાસે ગંગા નદીનાં તટ પર આવેલું છે. આ તિર્થસ્થળ ગૌતમ આસ્થાન તેમજ અહલ્યા આસ્થાનનાં નામે પણ ઓળખાય છે કારણકે આ સ્થળે અહલ્યા માતા મહર્ષિ ગૌતમનાં શ્રાપથી પત્થર બની ગયાં હતાં. જ્યારે વિસલાથી શ્રી રામ અને લક્ષ્મણ મહર્ષિ વિશ્વામિત્ર સાથે સીતા સ્વયંવરમાં ભાગ લેવાં મિથિલા જવાનાં તેમનાં માર્ગમાં આ મહર્ષિ ગૌતમનાં નિર્જન આશ્રમમાં આવ્યાં હતાં ત્યારે મહર્ષિ વિશ્વામિત્રની યાજ્ઞાથી ભગવાન રામે શીલાને ચરણ સ્પર્શ કરી અહલ્યાને સજીવન કરી તેનો આ આસ્થળે ઉદ્ધાર કર્યો હતો. મહર્ષિ ગૌતમનાં આશ્રમ થી ૧૬ કોલોમિટર પર ગાજીપુરમાં મહર્ષિ જમદાગ્ની અને ભગવાન પરશુરામનો આશ્રમ આવેલો છે અને ૩૮ કોલોમિટર પર પ્રખ્યાત અશોકસ્તંભ આવેલો છે. ગાજીપુરથી ૬૫ કોલોમિટર પર સારનાથ આવેલું છે જ્યાં બુદ્ધ ભગવાને બોધિસત્વ પ્રાપ્ત કર્યું હતું. સારન કે સોનેપુર ગામ મહર્ષિ દધીચીની તપોભૂમિ હતી અને ત્યાં ગુરૂ દ્રોણાચાર્યનું ઘર પણ આવેલું છે. આ રીતે મહર્ષિ ગૌતમનાં આશ્રમનો આ પ્રદેશ સાચા અર્થમાં ઋષિમુનિઓની તપોભૂમિ અને પૂણ્યભુમિનો રહ્યો છે. જનકપુરની પાસે આવેલ આ મહર્ષિ ગૌતમનાં આશ્રમ નાં ચિન્હો અને મિથિલાનાં વિદ્વાનોની ધર્મશાસ્ત્ર અને ન્યાયશાસ્ત્રની વિશેષ રૂચિ અને નિપૂણતા એ વાતને સમર્થન આપે છે કે મહર્ષિ ગૌતમનો આશ્રમ છપ્રા ગામની નજીક આવેલો હતો. બિહારનાં બક્ષર જીલ્લામાં સિદ્ધાશ્રમ કે વેદગર્ભપુરી તરીકે ઓળખાતાં બક્ષર(બક્સર)ગામની પાસે ૬ કિલોમિટરનાં અંતરે  ગંગાનદીનાં તટ પર આવેલાં અહીરૌલી ગામમાં પણ માતા અહલ્યાનું મંદિર આવેલું છે. આ સ્થળને પણ અહલ્યાનાં ઉદ્ધારની ભુમિ હોવાનું માનવામાં આવે છે.  બક્ષરમાં રામ અને લક્ષમણે વિદ્યાભ્યાસ કર્યો હતો અને આ સ્થળે તેમેણે તાડિકા નામની રાક્ષસણીનો વધ કર્યો હતો.

ગૌતમનો બીજો આશ્રમ અને તપોભૂમિ મહારાષ્ટ્ર રાજ્યમાં આવેલાં દંડકારણ્ય વનનાં બ્રહ્મગીરી પર્વતમાળામાં આવેલાં સ્થળ ત્રંબકેશ્વરમાં આવેલો છે. જ્યારે મહર્ષિ ગૌતમે તેમની પત્ની અહલ્યા સાથે અહીં વસવાટ કર્યો હતો તે દરમિયાન આ વિસ્તારમાં કારમો દુકાળ પડ્યો હતો ત્યારે તેમણે તપસ્યાકરી ભગવાન વરુણને પ્રસન્ન કરી અક્ષયપાત્ર

અને કદીએ ન સુકાય એવું જળાશય કુંડ પ્રાપ્ત કર્યું હતું જેમાંથી તેમણે ૧૨ વર્ષનાં લાંબા દુકાળ દરમિયાન માનવો, પશુ, પંખી અને અન્ય જીવોને અન્નનો પુરવઠો અને પાણી પુરૂં પાડી મહાન ધર્મનું કાર્ય કર્યું હતું. આ મહાન કાર્યથી ગૌતમકુંડની ખ્યાતિ ચારે દિશાઓમાં વ્યાપી ગઈ હતી. આસપાસનાં વિસ્તારમાં રહેતાં કેટલાંક ઋષિઓને મહર્ષિ ગૌતમની આ ખ્યાતિ અને કીર્તિ માટે અદેખાઈ થઈ. તેમણે મહર્ષિ ગૌતમની સામે શડયંત્ર રચ્યું જેમાં આ અદેખાં ઋષિઓએ મહર્ષિ ગૌતમને ગૌહત્યાનાં પાપી ઠેરવ્યાં. મહર્ષિ ગૌતમે તમામ પ્રાયશ્ચિતો કરી ભગવાન શીવની આરાધનાં કરી. મહર્ષિ ગૌતમની ભક્તિ અને તપથી પ્રસન્ન થયેલા મહાદેવે તેને દર્શન આપી અને ગંગાની ધારા એ સ્થળે વહેતી કરી. મહર્ષિ ગૌતમની તપસ્યાને કારણે બ્રહ્મગીરી પર્વત પર વહેતી થયેલ ગંગા નદી ગૌતમી ગોદાવરી તરીકે ઓળખાવાં લાગી. આ પવિત્ર સ્થળે શંકર ભગવાન ત્ર્યંબકેશ્વર મહાદેવ તરીકે વિરાજમાન થયાં આથી આ સ્થળનું નામ ત્ર્યંબકેશ્વર પડ્યું.

મહર્ષિ ગૌતમનો ત્રીજો આશ્રમ દેવભૂમિ ગણાતાં ઉત્તરાખંડ રાજ્યમાં દેહરાદૂનથી આઠ કિલોમિટર દૂર દેહરાદૂન-સહરાનપુર માર્ગ પર આવેલાં ચંદ્રબની સ્થળે છે. ત્ર્યંબકેશ્વરનો આશ્રમ છોડીને મહર્ષિ ગૌતમ અને માતા અહલ્યા તેમની બાળ પુત્રી અંજનીને લઈને ચંદ્રબની આવ્યાં અને અહીં પોતાનો આશ્રમ સ્થાપ્યો. ચંદ્રબનીમાં મહર્ષિ ગૌતંમ અને માતા અહલ્યાનું મંદિર તેમજ તેમની પુત્રી અંજનીનું બાળહનુમાન સાથેનું મંદિર પણ આવેલું છે. અહીં પણ ગંગાજી ગૌતમકુંડમાં પ્રગટ થયાં હોવાની માન્યતા છે જેથી આ પવિત્ર ગૌતમકુંડમાં સ્નાન કરવાનું પણ મહાત્મય છે.

મહર્ષિ ગૌતમનો ચોથો આશ્રમ ગુજરાત રાજ્યમાં ભાવનગરની પાસે ત્રીસ કિલોમિટરનાં અંતરે આવેલાં સિહોરથી પાંચ કિલોમિટર દૂર સુંદર અને રમણીય સ્થળે આવેલો છે. અહલ્યાને તેમજ ચંદ્ર અને ઈન્દ્રને શ્રાપ આપી મહર્ષિ ગૌતમ તેનાં શિષ્યો સાથે પોતાનો આશ્રમ છોડીને ભ્રમણયાત્રાએ નિકળ્યાં. સોમનાથની યાત્રાનાં માર્ગમાં તેમેને આ સ્થળે નાગનાં રાફડામાં ઢંકાયેલાં સ્વયંભૂ શીવલીંગનાં દર્શન થયાં. ભગવાન શીવજીની યાજ્ઞાથી મહર્ષિ ગૌતંમે આ સ્થળે પોતાનો આશ્રમ સ્થાપી મહાદેવનાં શીવલીંગની સ્થાપના કરી મંદિર બનાવ્યું. જે આજે ગૌતમેશ્વર મહાદેવનાં નામે પ્રચલીત છે. આ સ્થળે પણ જળાશયનો એક કુંડ આવેલો છે જે ગૌતમકુંડનાં નામે અને જળનાં ઉદગમસ્થાનને ગૌતમી તરીકે ઓળખવામાં આવે છે.

નેપાળમાં રોશમતી પુણ્યમતી અને લીલાવતી નદીઓનાં ત્રિવેણી સંગમ પર આવેલું પનૌતિ તિર્થસ્થળ પર પણ મહર્ષિ ગૌતમનો આશ્રમ હોવાની અને અહલ્યાનાં ઉદ્ધારનો પ્રસંગ આ સ્થળે થયો હોવાની સ્થાનિક માન્યતા છે. પનૌતિમા ચતુર્મુખધારી ઇંદ્રેશ્વર મહાદેવનું પૌરાણિક મંદિર છે જે નેપાળનાં સર્વ મંદિરોમાં અત્યંત પુરાણું એવું કળાત્મક મદિર છે. આ ઉપરાંત ત્યાં અહલ્યામાતાનું, ઉન્મતભૈરવનું તેમજ બ્રહ્મયાણીનું પણ મંદિર છે.

આ ઉપરાંત મહર્ષિ ગૌતમનાં મંદિરો સારાંયે ભારતમાં વિવિધ સ્થળોએ પણ આવેલાં છે જેમાંનાં કેટલાંક મંદિરોની યાદી આ પ્રમાણે છે.. [૧] પુષ્કર- રાજસ્થાનમાં બ્રહ્માજીનાં પ્રખ્યાત તિર્થસ્થળ પુષ્કરમાં મહર્ષિ ગૌતમનું મંદિર આવેલું છે. [૨] ગોશાલ- હિમાચલ પ્રદેશનાં રળીયામણાં અને નયનરમ્ય કુલ્લુખીણંમાં મધુરજની મનાવવાં કે સહેલ કરવાં જતાં આજનાં યુવાન યુગલોને ભાગ્યેજ એ વાતની માહિતી હશે કે મનાલીથી ઉત્તરે છ કિલોમિટર દૂર આવેલ નાનડાં ગામ ગોશાલમાં ગૌતમ રૂષિનું પ્રાચીન મંદિર આવેલું છે. આ કુલ્લુ જીલ્લામાં મહર્ષિ વશિષ્ઠનું મંદિર અને ભૃગુ રૂષિનું મંદિર અને ભૃગુસરોવર પણ આવેલું છે. [૩] ગુજરાત રાજ્યમાં કર્ણાવતી કે અમદાવાદથી ૨૦ થી ૨૪ કિલોમિટર દૂર અને રાષ્ટ્રીયધોરી માર્ગ-૮ની નજીક્માં આવેલાં ગોટા ગામમાં મહર્ષિ ગૌતમનું મંદિર આવેલું છે. [૪] પોસાલીયા- રાજસ્થાન રાજ્યનાં સિરોહી જિલ્લામાં સિરોહી નગરથી ૨૪ કિલોમિટર દૂર આવેલાં પોસાલીયા ગામમાં મહર્ષિ ગૌતમનું મંદિર આવેલું છે. [૫] વૃંદાવન – ઉત્તર પ્રદેશ રાજ્યનાં મથુરા જીલ્લાની વ્રજભૂમિનાં વૃંદાવનમાં 'હરે કૃષ્ણ' કે 'ઇસ્ક્કોન'નાં ભવ્ય મંદિરની નજીક ૫૦ મિટરનાં અંતરે વારહ ઘાટ પર આવેલાં પ્રાચીન કૃષ્ણ મંદિરમાં મહર્ષિ ગૌતમની મૂર્તિની સ્થાપનાં કરી મંદિર બનાવવામાં આવેલું છે.

[૬] પસવાદળ – ગુજરાત રાજ્યનાં બનાસકાંઠામાં અતિ પ્રાચીન નગર સિદ્ધપુરથી આઠ કિલોમિટર પર મુંબઈથી દિલ્હી જતાં રાષ્ટ્રીયધોરીમાર્ગ-૮ નજીક પસવાદળ ગામમાં આવેલાં ગૌતમ ગોત્રનાં કુળદેવી શકટાંબિકા માતાનાં ૧૦૦૦ વર્ષ જુનાં ઐતિહાસિક સ્થાનકનાં મદિરમાં મહર્ષિ ગૌતમની મૂર્તિની સ્થાપનાં કરી મંદિર બનાવવામાં આવેલું છે. [૭] બેંગલુરુ – કર્ણાટક રાજ્યનાં બેંગલુરુ શહેરમાં ગાવિ ગંધવેશ્વર નામનું પૌરાણિક મંદિર આવેલું છે જ્યાં માત્ર મકરસંક્રાંતિનાં દિવસે જ એકવાર ત્રણ ઘડિ માટે સુર્યનાં કિરણો ગર્ભગૃહનાં અંધકારમાં સ્થાપેલાં શિવલિંગ પર તેજોર્મય પ્રકાશનો અભિષેક કરે છે. આ મંદિરનાં સ્થળને મહર્ષિ ગૌતમની તપોભૂમિ માનવામાં આવે છે. [૮] મથુરા – ઉત્તર

પ્રદેશ રાજ્યમાં આવેલ ભગવાન શ્રી કૃષ્ણનાં જન્મ સ્થાન મથુરામાં વનવિહાર પરિક્રમામાં ગોકર્ણેશ્વર મહાદેવની પાસે મહર્ષિ ગૌતમની સમાધી બનાવવામાં આવેલ છે.

**. ગૌતમ આસ્થાન અને અહલ્યા ઉધ્ધારનું તિર્થથસ્થાન છાપ્રા, સારણ જીલ્લો, બિહાર.**



મહર્ષિ ગૌતમ આશ્રમ , ચંદ્રબની, પોસ્ટ - મોબેવાલા,

દેહરાદૂન ઉત્તરાખંડ રાજ્ય, ભારત- ૨૪૮૦૦૨

સંપર્ક - મહંતજી ૦૯૮૯૭૯ ૪૪૧૩૮



મહર્ષિ ગૌતમ અને માતા અહલ્યાજી



ગૌતમ પુત્રી માતા અંજની અને બાળ હનુમાન



મહર્ષિ ગૌતમ કુંડ, ચંદ્રબની





ગૌતમેશ્વર મહાદેવ અને ગૌતમ કુંડ, સિહોર [ ભાવનગર નજીક] , સૌરાષ્ટ્ર , ગુજરાત




ગોશાલ [મનાલી પાસે], હિમાચલ પ્રદેશમાં આવેલું મહર્ષિ ગૌતમનું પૌરાણીક મંદિર

# ગૌતમ ગોત્ર

ગૌત્રજનક સપ્તઋષિ મહર્ષિ અંગીરસનાં પ્રપૌત્ર અને મહર્ષિ દિર્ઘતમસનાં પુત્ર મહર્ષિ ગૌતમે પોતાનાં નામકરણથી સ્થાપિત કરેલ ગોત્ર ગૌતમ ગોત્ર તરીકે ઓળખાય છે. ગૌતમ ગોત્રની ગણના મહર્ષિ ગૌતમનાં વંશજ અને ગૌત્રજનક સપ્તર્ષિ અંગીરસનાં મૂળ ગોત્ર અંગીરસ ગોત્ર હેઠળ જ કરવામાં આવે છે. મહર્ષિ અંગીરસનાં વંશની ઉત્પત્તિ શીવ-શક્તિમાંથી થઈ હોવાની માન્યતાને કારણે તેમનાં ગોત્ર વંશજો ગૌતમ, ભરદ્વાજ, બૃહસ્પતિ વગેરેને શૈવપંથનાં રુદ્રજ બ્રાહમણો તરીકે પણ ઓળખાવામાં આવે છે. પ્રજાપતિ મહર્ષિ અંગીરસનાં વંશમાં અનેક વિદ્વાન અને સુપ્રસિદ્ધ મંત્રદ્રષ્ટા મહર્ષિઓએ જન્મ લીધાં અને સ્વતંત્રપણે પોતાનાં અલગ ગોત્રોની સ્થાપનાં તેમેનાં જનક અંગીરસ ગોત્રની છત્રછાયા હેઠળ કરી. મહર્ષિ અંગીરસ વંશમાં ૪૯ ગોત્રકર ઋષિઓ અવતર્યાં હતાં. મહર્ષિ અંગીરસ વંશ ગોત્રો, કે જેમાં ગૌતમ ગોત્ર સમાયેલ છે, તેનું જુથ સર્વ સપ્તર્ષિઓનાં વંશ ગોત્રોનાં જુથ કરતાં ઘણું જ વિશાળ અને અગ્રેસર છે. જેમાં ગૌતમ, બૃહસ્પતિ, ભરદ્વાજ, હરીત, અંબરીશ, યુવનસ્વ, ગાર્ગ્ય, પાર્શદશ્વ, યવનુસ્વ, સૈન્ય, ભર્મ્યસ્વ, મોદ્વગલ્ય, કપીલ, કપી, આમ્હૈય, ઓરૂક્ષય, અજમીદા, કાણ્વ, કોવ્ર, કુત્સ, ધાવ્ય, કુંદીન ગૌતમ, ભદ્રાયણ, રાતિતર, સંક્રિતિ, કોવ્રવિધ, સાંક્રિત્ય, સધ્ય, માંધત્ર, કૌત્સ, વાત્સ્ય, દિર્ઘતમસ, આયસ્યસ, અપસ્યસ, શારદ્વત, કૌમાણદસ, ઔચ્નસસ, કરેણુપાલીસ, રાહુગણસ, સોમરાજકસ, વામદેવ, બૃહ્દગીતસ, કક્ષીવાન વગેરે છે. આ તમામ મહર્ષિઓ ગૌત્રજનક મહર્ષિ અંગીરસનાં વંશજ હોવાથી તેઓ સામાન્ય પૂર્વજો અને એકજ લોહીની સગાઈ ધરાવે છે. જેનાં કારણે તેમનાં પ્રવરો ગૌત્રજનક સપ્તઋષિ મહર્ષિ અંગીરસનાં નામથી આરંભ થાય છે. પ્રવરમાં અન્ય નવાં ગોત્રસ્થાપક અને તેનાં વંશનાં ગોત્રસ્થાપકોનાં નામ જોડવામાં આવે છે. દરેક ગોત્રનાં પ્રવરોમાં ત્રણ અથવા પાંચ નામોનો સમવેશ કરવામાં આવેલો હોય છે. ગૌતમ ગોત્રનાં વંશજોને ગૌતમ ગોત્રીઓ તરીકે ઓળખવામાં આવે છે. મહર્ષિ ગૌતમની વંશાવલીમાં પણ ગોત્રો વિવિધ પંદર શાખાઓ અને વિશાખાઓમાં વિભાજીત થયેલ છે. ગૌતમ ગોત્રમાં ઘણાં મહાન, તેજસ્વી અને વિદ્વાન મહર્ષિઓ થયાં જેમાંનાં કેટલાક મહર્ષિઓએ પોતાનાં નામની જગ્યાએ યશસ્વિ મહર્ષિ ગૌતમનું નામ ધારણ કરી અથવા પોતાનાં નામની સાથે પોતાનાં વંશજ મહર્ષિ ગૌતમનાં પ્રતિભાશાળી નામને જોડિને નામાંકિત થયાં. પ્રાપ્ય

માહિતી પ્રમાણે આવાં ગૌતમ વંશનાં ગૌતમ નામધારી મહર્ષિઓમાં કેટલાંક મહર્ષિઓનાં નામો યાદી નીચે મુજબ છે.

[૧] દેવબાગર [૨] અરૂણાર [૩] ઉધ્દાલકર [૪] સ્વેતકેતુ [૫] વામદદેવર [૬] નચિકેતાસ [૭] ચિરકારી [૮] કૃપાચાર્યર [૯] ગોતમી [મહર્ષિકા] આ ઉપરાંત ત્રણ ભાઈઓ [૧૦] એકદન [૧૧] દ્વિદન [૧૨] ત્રિદન વગેરે.

ગૌતમ ગોત્ર કે અન્ય ગોત્ર માત્ર બ્રાહ્મણો વર્ણમાં જ હોય છે એવી માન્યતા અત્યંત ભૂલ ભરેલી છે કારણકે આર્ય અર્થવ્યવસ્થાંમાં વ્યવસાય પર કોઈ સખત પ્રતિબંધ નથી તેમજ નિયોગ પદ્ધતિથી નિઃસંતાન ક્ષત્રિય રાજા ને ત્યાં બ્રાહ્મણ કે ઋષિ સાથેનાં ક્ષત્રિય નારી કે રાણીનાં સંયોગથી ઉત્પન્ન થયેલ બ્રહ્મક્ષત્રિય પ્રજોત્પત્તિને કારણે ક્ષત્રિયવંશોમાં પણ અન્ય ગોત્રો સંભવિત છે. મહાભારત, પુરાણ અને વેદોમા આવાં અનેક ઉદાહરણો પ્રાપ્ય છે. અંગીરસ ગોત્ર અને તેની શાખાઓમાં મહર્ષિ અંગીરસ દ્વારાં સંતાનહીન રાજા રથીતરની રાણીને પુત્ર રત્ન પ્રાપ્ત થયું હતું આ ઉપરાંત મહાભારતનાં સંભવપર્વ અનુસાર મહર્ષિ ગૌતમનાં પિતા દિર્ઘતમસનાં નિઃસંતાન રાજાવાલીની રાણી સુદેષ્ણા સાથે સંયોગથી ઉત્પન થયેલ પાંચ પુત્રો અંગ, વાંગ, કલિંગ, પુંડ્ર અને સુહ્મ તેમજ રાણી સુદેષ્ણાની સુદ્રકન્યા દાસી સાથે નાં સંયોગથી ઉત્પન્ન થયેલ પુત્ર મહર્ષિ કક્ષીવત અને બીજાં દશ પુત્રો એ વાતનું સમર્થન કરે છે કે મહર્ષિ અંગીરસવંશનાં ગોત્ર સમુહ કે જેમાં ગૌતમ, ભરદ્વાજ, બૃહસ્પતિ વગેરે ગોત્રો આવે છે, તેમાં બ્રાહ્મણ અને ક્ષત્રિય એમ બન્ને વર્ણો તેમજ અન્ય વર્ણો સમાયેલાં છે રાજસ્થાનનાં ગૌતમ રાજપુતો તેમજ ગુજરાતનાં કરડિયા રાજપુતોમાં ગૌતમ ગોત્ર સામાન્ય છે. સુર્યવંશી ક્ષત્રિય રાજ્પૂતોની જાતિમાં પણ ગૌતમ ગોત્ર આવે છે. જેનાં પાંચ પ્રવર ગૌતમ, અંગીરસ, આષ્યાસાર, બૃહસ્પતિ અને પૈધ્રુવ છે.તેમનો વેદ યજુર્વેદ, નદી ગંગા અને કુળદેવી દુર્ગામાતા છે. રાજપૂત મહેર જાતીમાં પરમાર અટક ધરાવતાં લોકોનું ગોત્ર ગૌતમ છે. જેઓ અગ્નિવંશી રાજપૂત છે અને તેમની ભૈયટ મદિયારીયા, ચત્રવ્ય, લીબોરીયા, કહાલીયા,કોટાડિયા,ગોર્સેરા, બાડેજા અને ચંડેલા છે.

ગૌતમગોત્રનાં બ્રાહ્મણો માત્ર ક્રિયા કર્મકાંડનો વ્યવસાય કરવાં સુધી જ સીમીત નથી. વેદીકકાળથી બ્રાહ્મણવર્ણે પણ અન્ય વર્ણોનાં વ્યવસાયને પણ સ્વિકાર્યાં છે અને તેમાં કોઈ ધાર્મિક બાધ ગણ્યો નથી. કયસ્થ, ભૂમિહાર અને ત્યાગી બ્રાહ્મણોનાં નામથી ઓળખાતાં બ્રાહ્મણો કે જેઓ કર્મકાંડનો વ્યવસાય કરતાં નથી અને દાન કે દક્ષિણાં

સ્વિકારતા નથી અને પોતાનું ગુજરાન ખેતીવાડી અને અન્ય વ્યવસાયો કરીને કરે છે તેમની જ્ઞાતિમાં પણ ગૌતમ ગોત્રનું સ્થાન છે.
મહર્ષિ ગૌતમ ઋષિ ભગવાન શિવનાં મહાન ઉપાસક હોવાને કારણે તેમનાં કુળદેવતા શિવ કે રૂદ્રદેવ ગણાતા હતાં. આથી ગૌતમ ગોત્રીઓ મુખ્યત્વે શિવમાર્ગી એટલે શિવ, શંકર, મહાદેવ અથવા રુદ્રનાં ઉપાસક છે. તેમ છતાં દરેક ગોત્રમાં કુલદેવતા વ્યક્તિ પોતાની આસ્થા પ્રમાણે બદલી શકાતાં હોવાને કારણે ગૌતમ ગોત્રમાં ભગવાન વિષ્ણુની ભક્તિ કરનારાં વૈષ્ણવપંથીઓ પણ સમાયેલાં છે. આ રીતે ગૌતમ ગોત્રમાં શૈવપંથી અને વૈષ્ણવપંથીઓ તેમજ બ્રહ્મપંથીઓ (બ્રહ્મા કે વિશ્વકર્માનાં ઉપાસકો) પણ છે. બંગાળ પ્રાંતનાં વિશ્વ પ્રસિદ્ધ ''હરે ક્રિશ્ના'' સંપ્રદાયનાં સ્થાપક વૈષ્ણવપંથી ભક્તિવેદાંત સ્વામિ પ્રભુપાદ [અભયચરણ ડે] ગૌતમગોત્રનાં હતાં. તેમણે લખેલ ચૈતન્ય ચરીત્રમા શ્રીલા પ્રભુપાદ સ્વામિજીએ એ વાતનો સ્વયં ઉલ્લેખ કરેલો છે. દક્ષિણ ભારતનાં પ્રખ્યાત વૈષ્ણવપંથી રામાનુજાચાર્ય પણ ગૌતમ ગોત્રનાં હતાં. તેમનું કુળગોત્ર અણભાનંદી અને ઋષિગોત્ર ગૌતમ અને પ્રવર ભરદ્વાજ, અંગીરસ અને બૃહસ્પતિ હતાં. વલ્લભાચાર્ય વંશનાં જોશી અટકવાળાં વૈષ્ણવ બ્રાહ્મણોનું પ્રવર અંગીરસ, ગૌતમ અને શારદ્વાત છે.
બંગાળનાં મલ્લીક અટકવાળાં વૈષ્ણવ ઋગવેદી બ્રાહ્મણોંમાં પણ ગૌતમ ગોત્ર આવે છે. આ બ્રાહ્મણો મુખ્યત્વે સુવર્ણકાર વણિકો છે જેમનો મુખ્ય વ્યવસાય સોનીનો છે. હર્ષ ચરિત્ર અનુસાર સિંહાસીની દુર્ગામાતા હર્શવર્ધનવંશનાં રાજા રાજ્યવર્ધની કુળદેવી છે જેની મુર્તી માનસિંઘ દ્વારાં હુગલી જીલ્લાનાં ત્રિવેણી ગામમાં રહેતાં આ ગૌતમગોત્રી બનમાલી ડે મલ્લીક્નાં કુટુંબમાં આવ્યાં હતાં. આજે પણ એ મલ્લીક કુટુંબનાં વંશજો સિંહાસીની દુર્ગામાતાની પુજા કરે છે. બસુ કે બાસુ અટક ધરાવતાં બંગાળી કન્યાકુબ્જ કયસ્થ બ્રાહમણોંમાં પણ ગૌતમ ગોત્ર આવે છે. આ ઉપરાંત બંગાળી ગૌતમ ગોત્રી બ્રાહ્મણોમાં બાસુ, ભટ્ટ, ભટ્ટાચાર્ય વગેરે અટકો પણ આવેલી છે. ભોજપુરી ભૂમિહાર બ્રાહ્મણોંમાં શર્મા અટક્વાળાં ગૌતમ ગોત્રી બ્રાહ્મણોની સંખ્યા ઘણી છે.
વિશ્વકર્મા જ્ઞાન કોષમાં દર્શાવ્યાં પ્રમાણે જાંગીડ બ્રહ્મણો તરીકે ઓળખાતાં રાજસ્થાનનાં સુથાર કે પાંચાલ શીલ્પી સમાજ જેમનાં પૂજ્ય આરાધ્ય દેવ સર્જનહાર બ્રહ્માજી અને વિશ્વકર્માજી છે. આ બ્રહ્માપંથી કે વિશ્વકર્માપંથી જાગીડ સમાજનાં લોકો યજ્ઞોપવિત ધારણ કરે છે અને મદ્યપાન કે માંસાહાર કરતા નથી. સિદ્ધરાજ જયસિંહનાં સમયમાં રુદ્રમહાલય મંદિરનાં નિર્માણ માટે કાશી અને મથુરાથી શીલ્પશાસ્ત્રનાં જ્ઞાતા આ જાંગીડ શીલ્પી

બ્રાહ્મણોને પણ તેમનાં કુટુંબો સાથે બોલાવ્યાં હતાં. આ શીલ્પી કારીગરોએ રુદ્રમહાલય મંદિરનાં નિર્માણમાં વધારે કારીગરોની જરૂરિયાત જણાતાં મહારાજાની યાજ્ઞાથી કેટલાંક રજપૂત કામદારોને શાસ્ત્રોક્ત વિધિસર શીલ્પશાસ્ત્રની કેળવણી આપી હતી. રુદ્રમહાલય મંદિરનાં નિર્માણ પછી રાજાની વિનંતીને માન આપી જાંગીડ શીલ્પીઓએ સિદ્ધપુરમાં સ્થાયી થવાં નિર્ણય કર્યો હતો. સિધ્ધપુર આવેલ આ જાંગીડ શીલ્પીઓનું જુથ ઘણું નાનુ હોવાથી તેમની નવી પેઢીનાં લગ્નસંબંધી પ્રશ્નોનાં, નિવારણ માટે રાજાએ શીલ્પીની કેળવણી પામેલ અને શાસ્ત્રોક્ત રીતે શીલ્પી બનેલાં રાજ્પુત પરિવારોને સ્વેચ્છાએ આ જાંગીડ સમાજમાં જોડાઈ જવાં જણાવ્યું હતું. આ રીતે આ જાગીડ શીલ્પી બ્રાહ્મણોનાં સમાજમાં ક્ષત્રિય રાજપુતોનો સમવેશ થયો હતો. જાગીડ બ્રાહ્મણો બધાઈ હિંદુ તરીકે પણ ઓળખાય છે. તેમની વસ્તી ભારતમાં ૫૬,૯૭,૦૦૦, પાકિસ્તાનનાં સિંધ પ્રાંતમાં ૭,૬૦૦, બાંગ્લાદેશમાં ૩૦, નેપાળમાં ૫૭,૦૦૦ હોવાનો અંદાજ છે સુથાર કે પાંચાલ જ્ઞાતિનાં . આ જાંગીડ બ્રાહ્મણોનાં ગોત્રોમાં મહર્ષિ અંગીરસનાં વંશ ગોત્રોની યાદી આ પ્રમાણે છે.

| ગોત્ર | પ્રવર | ઉપાધિ |
|---|---|---|
| ભરદ્વાજ | ભરદ્વાજ, અંગીરા, બૃહસ્પતિ | શ્રોત્રિય, તિવારી |
| ઉપમન્યુ | ઉપમન્યુ, ઉતથ્ય, ભરદ્વાજ, બૃહસ્પતિ, અંગીરા | પાઠક |
| મુદગલ | અંગીરસ, ભાર્મ્યશ્વ, મુદગલ | પુરોહિત, દિક્ષીત |
| ગૌતમ | અંગીરા, રાહૂગણ, ગૌતમ | વિધાતા, અંગીરા |
| વામદેવ | અંગીરા, વામદેવ, ગૌતમ | શુક્લ, અવસ્થી |
| ઋક્ષુ | અંગીરા, બૃહસ્પતિ, ભરદ્વાજ, વંદન, મતવચસ | અગ્નિહોત્રી |
| લૌગાક્ષી | ગૌતમ, ઉતથ્ય, અંગીરા | પુરોહિત |
| દિર્ઘતમસ | અંગીરા, ઉતથ્ય, દિર્ઘતમસ | ચતુર્વેદી |
| અંગીરસ | અંગીરા, બૃહસ્પતિ, ભરદ્વાજ | અથર્વા |

ભારતની દક્ષિણમાં ગુજરાત, મહારાષ્ટ્ર, કોકણ અને ગોમાંતક એટલે ગોવાનાં પ્રદેશમાં વસેલાં ગોમાંતક, કોંકણસ્થ અને કન્નડ દૈવજ્ઞ બ્રાહમણો તરીકે ઓળખાતાં સોનાર કે સુવર્ણકર બ્રાહ્મણોમાં પણ ઘણાં ગૌતમ ગોત્રી છે. આ દૈવજ્ઞ બ્રાહ્મણો મૂળ પંજાબ પ્રાંતમાંથી આવ્યાં હતાં. બુદ્ધધર્મનાં ફેલાવાં, શાશક મહારાજાઓનાં બુદ્ધધર્મનાં અંગીકાર, અને બુદ્ધધર્મની લોકપ્રિયતાને કારણે મૂળ આર્ય કે હિંદુ ધર્મની યજ્ઞ અને કર્મકાંડની વિધિઓ કરાવનારાં યજમાનોની સંખ્યામાં અત્યંત ઘટાડો થઈ ગયો હતો અને ધાર્મિક

વિધિઓની ઉત્તારોત્તર પડતી દશા થવાં આવી હતી. જેને કારણે બ્રાહ્મણવર્ણને અત્યંત આર્થિક ગેરલાભ સહન કરવાં પડ્યો હતો. આવાં ધાર્મિક, સામાજીક અને આર્થિક પરિવર્તનને કારણે ઘણાં દેવજ્ઞ બ્રાહ્મણો, કે જેમનો મુખ્ય વ્યવસાય ક્રિયા, કર્મકાંડ અને જ્યોતિષનો હતો, તેમને પોતાનાં જીવન નિભાવ માટે  પોતાનો વ્યવસાય બદલવાની ફરજ પડી હતી. આ સુર્યવંશનાં દૈવજ્ઞ બ્રાહમણોએ કાળાંતરે પોતાનો ધાર્મિકક્રિયા અને કર્મકાંડનો વ્યવસાય પડતો મૂકી સુવર્ણકરનો એટલે સોનાને શુદ્ધ કરી આભૂષણો બનાવવાનો વ્યવસાય અપનાવ્યો હતો. આ દૈવજ્ઞ બ્રાહ્મણો એ પણ સરસ્વત બ્રાહમણોની સાથે છઠ્ઠી કે સાતમી સદીમાં ભારતનાં દક્ષિણ પ્રદેશ રાજસ્થાન,ગુજરાત, સૌરાષ્ટ્ર અને મહારાષ્ટ્રમાં સ્થાનાંતર કર્યું અને તેમાનાં મોટાં ભાગનાં દેવજ્ઞ બ્રાહ્મણો આઠમી સદીમાં કોંકણનાં ગોમાંતક એટલે હાલનાં ગોવાનાં પ્રદેશમાં સ્થાયી થયાં હતાં. આ રીતે ગૌતમ ગોત્રનાં બ્રાહ્મણોનાં વર્ણનો વ્યવસાયિક રીતે વૈશ્યવર્ણ તરીકે રૂપાંતર થવાં પામ્યો હતો. તેઓ શૈવ તેમજ વિષ્ણુમાર્ગી છે અને દુર્ગા યા શક્તિ તેમેની કુળદેવી છે. તેઓ અગાસ્કર, હલ્દાનીકર, તંકશાળી, ટંકશાળકર, શ્રીગાંઉકર, વૈદ્ય વગેરે અટકો ધરાવે છે. આ દેવજ્ઞ સુરર્ણકર બ્રાહ્મણો વિશ્વકર્માને માનનારાં સોની, શીલ્પી વગેરે જાંગીડ બ્રાહ્મણોથી અલગ છે. ગુજરાત અને રાજસ્થાનનાં ભોન્નમાળ ત્રાગદ બ્રાહ્મણો તરીકે ઓળખાતાં સુવર્ણકર સોનીઓ ત્રવાડ બ્રાહ્મણો છે એવું તેમનું માનવું છે.

વિશ્વકર્મા બ્રાહ્મણો કે જેઓ રથકાર કે પાંચાલ બ્રાહ્મણ તરીકે ઓળખાય છે અને જેનો વ્યવસાય સોનું, લોઢું, કાંસુ, લાકડું અને પથ્થરમાંથી કળાત્મક આભૂષાણો, શસ્ત્રો, વાસણો, વાહનો અને ઘરો, મંદિરો અને મૂર્તીઓ વગેરે બનાવવાનો છે. જેઓ સુથાર, લુહાર, સોની શિલ્પી/કડીયા, કંસારા જાતો તરીકે ઓળખાય છે. આ વિશ્વકર્મા બ્રાહ્મણોનાં ઈષ્ટદેવતા ભગવાન વિશ્વકર્મા અને કુળદેવી કાળિકા માતા છે. તેમની અટ્ક આચાર્ય, દિક્ષીત, મહામુની, ક્ષીરસાગર, વેદ, પાઠક, અદવાણી, સ્તપથી, વગેરે છે. તેમના મુખ્ય ગોત્રો સનગ, સનાથન, અરભુણ, પ્રત્ન, સુપર્ણ તેમજ અન્ય ગોત્રો છે. વિશ્વકર્મા બ્રાહ્મણો અને દેવજ્ઞ બ્રાહ્મણો અલગ છે અને તેમની વચ્ચે કોઈ સીધો સંબંધ નથી.

ગુજરાતનાં સોમપુરા શીલ્પશાસ્ત્રી બ્રાહ્મણોમાં પણ ગૌતમ અને અંગીરસ ગોત્ર આવે છે. જેમા ગૌતમ ગોત્રનાં પ્રવર ગૌતમ, ઉતથ્ય, અંગીરસ અને અટક દવે અને દ્વિવેદી આવે છે અને અંગીરસ ગોત્રનાં પ્રવર અંગીરસ, ઉતથ્ય, ગૌતમ અને અટક વ્યાસ આવે છે.

ઉત્તર પ્રદેશ, બિહાર, મધ્ય પ્રદેશ, રાજસ્થાન અને ઓરિસ્સામાં મિશ્રા અટકનાં પાલીવાલ બ્રાહ્મણોમાં પણ ગૌતમ ગોત્ર મુખ્યત્વે અસ્તિત્વ ધરાવે છે. આ પાલીવાલ બ્રાહ્મણો પાલી નગરીમાં રહેતાં હતાં તેઓ ઘણાં જ ધનાઢ્ય અને વર્ચસ્વશાળી હતાં. ઈસ્વીસન ૧૨૪૮ માં ક્રુર અને ઘાતકી મુસ્લીમ આતંક્વાદી આક્રાંતાઓએ પાલી નગર પર આક્રમણ કરી ત્યાંની હિંદુ પ્રજાની નિર્મમ હત્યા કરી હતી. ઈતિહાસનાં પ્રમાણો અનુસાર પાલી નગરીમાં મુસ્લીમોએ આચરેલાં આ ભયંકર લોહિયાળ દુશકૃત્યમાં બ્રાહ્મણોની હત્યા કરી તેમનાં જનોઈ એકઠ્ઠાં કરી હિંદુ ધર્મ અને બ્રાહ્મણો પ્રત્યે અપમાન પ્રદર્શિત કરવાં તેને ભેગાં કરી સળગાવ્યાં હતાં. આ સળગાવેલાં જનોઈનું વજન આજનાં ૮૦૦ કિલો હોવાનું નોંધવામાં આવ્યું છે. જે મુસ્લીમોએ આચરેલાં લાખો નિર્દોશ, અસહાય અને લાચાર માનવીઓનાં અમાનવીય માનવસંહારનાં દુશકૃત્યનો એક જ્વલંત ઐતિહાસિક પુરાવો છે. હાલમાં વિશ્વની એક હાસ્યાસ્પદ વાત એ છે કે વિશ્વનાં અને ભારતનાં ઉચ્ચ રાજકીય નેતાઓ પોતાનો સ્વાર્થ શાધવા ઈસ્લાંમને ‘શાંતિ પ્રિય ધર્મ’ તરીકે લેખાવે છે ! આજે પણ આ શુરવીર પાલીવાલ બ્રાહ્મણો કે જેઓ મુસ્લીમો સામે આત્મ રક્ષણ માટે યુદ્ધ ખેલીને હુતાત્મા બન્યાં હતાં તેમની સ્મૃતિમાં પાલી શહેરમાં એક ચબુતરો બંધાવવામાં આવ્યો છે જેનું નામ ધોળા-ચબુતરા તરીકે પ્રખ્યાત છે. જે આજે પાલીનાં શુરવીર હિંદુ બલીદાનીઓની યાદ દેવડાવે છે અને મુસ્લીમોનાં ભયાનક આતંક્ની યાતનાનું સ્મરણ કરાવે છે.

આ પાલી રાજ્યનાં બ્રાહ્મણ સેનાપતિ ગુણવાસજીનાં દિકરા ગંગાદેવજીએ મુસ્લીમો સામે વિજયનો કોઈ વિકલ્પ ન રહેતાં પીછેહઠ કરીને ગુંદાજ નામનું નવું સુરક્ષીત સ્થળ વસાવ્યું. કાળાંતરે ગંગાદેવજીએ પોતાનાં કેટલાંક પાલીવાલ બ્રાહ્મણો સાથે જૈન ધર્મનો અંગીકાર કર્યો. આ પાલીવાલ બ્રાહ્મણો જૈન સમાજમાં ઓસ્વાલ જૈન તરીકે ઓળખાયાં. આજે પંણ ઓસ્વાલ જૈન સમાજ ગૌતમ ગોત્ર ધરાવે અને તેંમની કુળદેવી રોહિણી માતા છે.

મરાઠી લેવા પાટીદાર સમાજનાં પટેલ અથવા પાટીલમાં પણ ગૌતમ ગોત્ર આવેલું છે અને તેમની અટકો રાણે, લોન્ધે, વરકે, કોલ્તે, ઘંડારે, વાણી, વલવડે, લોખંડે છે. તેઓ વેજલપુર, ધુળકે, બોરસદ, બારડોલી, મણીપુરા વિગેરે વિસ્તારમાં વસ્યાં છે.

જૈન ધર્મનાં ૨૪માં તિર્થંકર મહાવીર સ્વામિનાં પ્રથમ ૧૧ શિષ્યો બ્રાહ્મણ પંડિતો હતાં જેમાં મહાવીર સ્વામિનાં પટ્ટશિષ્ય ‘ગૌતમ સ્વામિ’ હતાં. આ ‘ગૌતમ સ્વામિ’નું મૂળ નામ

ઈન્દ્રભૂતિ હતુ અને તેઓ મગધનાં ગોચ્ચર ગામનાં બ્રાહ્મણ દંપતી વસુભૂતિ અને પૃથ્વીનાં પુત્ર હતાં. તેઓ બ્રાહ્મણવર્ણનાં ગૌતમ ગોત્રનાં વંશજ હોવાને કારણે જ 'ગૌતમ સ્વામિ' તરીકે પ્રખ્યાત થયાં હતાં. તેમનાં અગ્નીભૂત અને વાયુભૂત નામનાં બે ભાઈઓ પણ મહાવીર સ્વામિનાં શિષ્ય બન્યાં હતાં. ગૌતમ સ્વામિ પણ ભગવાન મહાવીર સ્વામિની જેમ કેવલજ્ઞાનને પ્રાપ્ત કરી કેવલનાં ઉચ્ચપદને પામ્યાં હતાં. આ રીતે જૈનધર્મમાં પણ મહર્ષિ ગૌતમનાં ગૌતમ ગોત્રી વંશજો ફેલાયેલાં છે.

સારાં એ આર્યવર્તમાં બ્રાહ્મણોનાં મુખ્ય વિભાજનોમાં સામાન્ય રીતે અંગીરસ ગોત્ર હેઠળ ગૌતમ ગોત્રનો સમાવેષ થયેલો હોય છે. ગુજરાતનાં ઔદીચ્ય સહસ્ત્ર બ્રામણોમાં ગૌતમ ગોત્રનાં બ્રાહ્મણોની અટક પાધ્યા, આચાર્ય, દવે, રાવળ, ત્રિવાડી, ઠાકર, મહેતા, પંડ્યા, ઉપાધ્યાય, પાઠક, પંડિત, ઉપાધ્યા, વ્યાસ, અને જોશી છે. કર્ણાટક્નાં રાજપુર સરસ્વત બ્રાહ્મણોમાં ગૌતમ ગોત્રની અટકો કામત, કામથ, મહાજન મોકોશી છે અને તેમનાં કૂળદેવતા સપ્તકોટેશ્વર છે. ભારતીય જનતા પક્ષનાં સ્વર્ગસ્થ પ્રમોદ મહાજનનુ કુટુંબ આ સમાજનું ગૌતમ ગોત્રી છે. ગૌડ સરસ્વત બ્રાહ્મણો જેઓ બિહારનાં ત્રિહોત્રપુર વિસ્તારમાં વસતાં હતાં તેમનું ગોત્ર પણ ગૌતમ છે. આ બ્રાહ્મણો સ્થળાંતર કરી ગોમાંતક, મહારાષ્ટ્ર, કર્ણાટક વિસ્તારમાં વસ્યાં હતાં. જેમાં કર્ણાટક્નાં યુનાઈટેડ બ્રુવરી અને કિંગફિશર ઍરલાઈનનાં પ્રમુખ વિજય માલિયા, મહારાષ્ટ્રનાં વિશ્વપ્રખ્યાત ક્રિકેટર સચીન તેંદુલકર, અભિનેતા નાના પાટકર અને અમર ચિત્રકથાનાં પ્રકાશક અને તંત્રી પણ ગૌડ સરસ્વત બ્રાહ્મણ છે. ભૂતકાળમાં સિંધમાં વસેલાં અને હાલ ભારતમાં વસતાં સિંધી બ્રાહ્મણોમાં મુખ્યત્વે કશ્યપ અને ગૌતમ ગોત્ર છે. ગૌતમ ગોત્રનાં સિંધી બ્રાહ્મણોની અટક અવેર, ઉદેચ, આએન વગેરે છે.

મહારાષ્ટ્રનાં કર્હડે બ્રાહ્મણોંનાં ગૌતમ ગોત્રમાં આરવકર, અંતરકર,કોખરે, કોવાઈ, ખેર, જન્ય, જ્હાંસીવાલે, જહાંજીલે, તાંબે, નાફેડ, ભાંડ્યે, ભાંડપે,ભોપટ્કર, ભાટે, ભાટયે, મુળ્યે, વાંઝે/વાંજે, હાર્ડિકર વગેરે અટકો આવે છે. સ્વયંસેવક સંઘનાં બીજાં સરસંઘચાલક શ્રી માધવરાઉ સદાશીવ ગોલવાલકર [ગુરૂજી] કર્હડે બ્રાહ્મણ હતાં. મહારાષ્ટ્રમાં મોટામાં મોટું જુથ ધરાવતાં દેશસ્થ બ્રાહ્મણોંનાં ગૌતમ ગોત્રમાં આંબેકર, કનાડે, અર્ગાડે, બાગ, જોશી, બક્ષી, બાંસોદ, ભટ્ટા, કુલકર્ણી, કાળે, ગરવારે, ઈન્દુકર, દાશપુત્રે, ધરાણે, દિવાકર, દિવાનજી, મશાલકર, કવાકેકર,મોરો, નદગીર, નાઈક, પસારકર, પુજાર, રસલ, સુલેકર, વૈદ્ય વગેરે અટકો આવે છે. સ્વયંસેવક સંઘનાં સ્થાપક અને પહેલાં સરસંઘચાલક શ્રી

કેશવરામ હેડગેવાર [ડોક્ટરરજી] દેશસ્થ બ્રાહ્મણ હતાં. કેરાળા રાજ્યનાં નાંમ્બુદીરી બ્રાહ્મણોંમાં પણ ગૌતમ ગોત્ર અસ્તિત્વ ધરાવે છે. જગદગુરુ આદી શંકરાચાર્ય પણ નાંમ્બુદીરી બ્રાહ્મણ હતાં,

ગૌતમ ગોત્રમાં થઈ ગયેલ ઘણાં મહાન મહર્ષિઓ ઉપરાંત બૌધ ધર્મનાં સ્થાપક ભગવાન ગૌતમ બુદ્ધ પણ રાજાનાં ક્ષત્રિયવંશમાં જનમ્યાં હોવાં છતાં તેમનું અનુવાંશીક ગોત્ર ગૌતમ ગોત્ર છે. આથી જ તેમનાં નામની સાથે ગૌતમ નામનો શબ્દ પ્રયોગ તેમનાં ગોત્રનું નિર્દેશન કરવાં માટે થાય છે જે મહર્ષિ અંગીસારની વંશાવલીથી ઓળખાય છે. સોળમી સદીનાં અંતમાં દક્ષિણ ભારતમાં માધવાચાર્ય સંપ્રદાયમાં થઈ ગયેલાં કુંભકોણં મઠનાં સ્થાપક થીંમ્મન્ના ભટ્ટનાં પુત્ર સ્વામિ રઘવેન્દ્ર તીર્થ કે જે રાયરુનાં નામથી પ્રખ્યાત હતાં તેઓ પણ ગૌતમ ગોત્રનાં જ હતાં.

મહર્ષિ અંગીરસનાં ગોત્રો બીજાં બધાં મહર્ષિઓનાં ગોત્રોની સરખામણીમાં અગ્રેસર છે. આ વંશની વંશાવલી અંગીર, બ્રૂહસ્પતિ, ભરદ્વાજ, ગૌતમ, મૌદ્દગલ્ય, સમ્વર્ત/શૈશીર, ઉતથ, થૌલેય, અભિજીત, સર્ધનેમી, સલૌગાક્ષી, ક્ષીર, કૌશ્તીકી, રહુકરણી, સૌપુરી, કૈરાતી, સમલોમકી, પૌશાજીતી, ભર્ગવત, ચૈરીદવ, કારોતક, સજીવિ, ઉપબિંદુ, સુરૈશિના, વાહિનિપતિ, વૈશાલી, ક્રોષ્ટ, આરુણાયણી, સોમ, અત્રાયણી, કાસેરુ, કૌશલ્ય, પર્થિવ, રૌહિન્યાયણિ, રેવાગ્નિ, મુલપ, પંડુ, ક્ષયા, વિશ્વકર્મા, અરિ, પારિકારારિ છે..

અંગીર, સુવચોતથ્ય અને ઉર્જા ઋષિનાં વંશજો આંતર ગોત્ર લગ્નો કરી શક્તા નથી. અંગીર, બ્રૂહસ્પતિ, ભરદ્વાજ, ગાર્ગ અને સત્ય પણ તેમનિ અને તેમનાં વંશજો સાથે લગ્ન સંબંધો બાંધી શક્તા નથી. આ ઉપરાંત કપિતર, સ્વસ્તિતર, દાક્ષિ, શક્તિ, પતંજલિ, ભુયસિ, જલસંધિ, વિંધુ, માદિ, કુસિદકી, ઉર્વિ, રજકેશી, વૌશંડિ, શમ્સપિ શાલિ, કલશિકંઠ, કારિરિય, કાથ્ય, સૌબુદ્ધિ, ધાન્યાયણિ, લડવી અને દેવમણિ ઋષિઓનાં ત્રણ પ્રવરો અંગીર, દમવાયઃ અને ઉરુક્ષય હોવાથી તેઓ ગોત્રમાં લગ્ન કરી શક્તાં નથી. સંકૃતિ, ત્રિમાસ્થિ, મનુ, સમ્બધિ, નચકેતી, થલ, દક્ષ, નરયણી, લોક્ષી, ગાર્ય, હરી, ગલ્વ અને અનેહા નાં સામાન્ય પ્રવર અંગીર, સંકુટી અને ગૌરવિતિ, હોવાથી આંતરીક લગ્નોને મંજૂરી નથી. કાત્યાયણ, હરિતક, કૌત્સ, પિંગ, હંડિદસ, વાત્સ્યાયણિ, માધ્રિ, મૌલિ, કુબેરણિ, ભીમવેગ, અને શશ્વદર્ભી ણાઆમ સામાનુઅ પ્રવર અંગીર, બ્રૂહદશ્વ અને જીવનાશ્વ હોવાથી અરસ્પરનાં લગ્નોને મંજૂરી નથી. આ ઉપરાંત બીજાં ઋષિઓ કે જેમનાં પ્રવરો અંગીર, બૃહદુખ્ત અને વામદેવ; અંગીર, સદસ્યુ, અને પુરુકુત્સ; અંગીર, વિરુપ

અને વૃશપર્વ/રથિતર; અંગીર, મત્સ્યદગ્ધા અને મૃદુલા; અંગીર, તાંડી અને મૌદ્ગલ્ય; અંગીર, અજમીધા અને કત્ય; અંગીર, તિથિરિ અને ગર્ગ્ય/કપિભુ છે તેમનાં ગૌત્રોમાં પણ પરસ્પરનાં લગ્નોને મંજૂરી નથી.



# મહર્ષિ અંગીરસસનાં વંશજોનું વંશવટવૃક્ષ

મહર્ષિ અંગીરસ + [ સુરૂપા + સ્વાધા ]

- મહર્ષિ ઉતથ્ય + [ મમતા
  - મહર્ષિ દિર્ઘતમસ + [પ્રદ્વેશી + ઔસીનારી ]
    - મહર્ષિ ગૌતમ + [ અહલ્યા ]
      - અંજની [પુત્રી]
        - પવનપુત્ર હનુમાન
      - મહર્ષિ શતાનંદ
        - મહર્ષિ સત્યધ્રીતી
          - મહર્ષિ શરદ્વાન + [ ઉર્વશી ]
            - મહર્ષિ ક્રીપાચાર્ય
            - ક્રીપી [ પુત્રી ]
      - મહર્ષિ નોધા
      - મહર્ષિ વામદેવ
    - મહર્ષિ કક્ષિવત
      - ઋષિકા ઘોષા [પુત્રી]
- મહર્ષિ સમવર્તન
- મહર્ષિ બૃહસ્પતિ + [ સુભા + તારા + મમતા ]
  - મહર્ષિ કચ
  - મહર્ષિ ભરદ્વાજ
    - મહર્ષિ સત્યવહર
    - મહર્ષિ દ્રોણાચાર્ય+ [ કૃપી ]
      - અશ્વત્થામા

**મહર્ષિ અંગીરસનું આ વંશવટવૃક્ષ પ્રાપ્ય માહિતીઓ અનુસાર બનાવવામાં આવ્યું છે જેમાં સુધારાં વધારાં કરવાં બાબતમાં જાણકારોનો અભિપ્રાય આભાર સહ આવકાર્ય છે.**







# ગૌતમ ગોત્રનાં કુળદેવી
# શ્રી શકટાંબિકા માતા

ગૌતમ ગોત્રનાં કુળદેવી જગદ્જનની અંબિકા માતા છે. શ્રી અંબિકામાતા અંબામાતા, જગદંબા, શકટાંબિકામાતા, અંબાજીમાતા, ભવાનીમાતા વગેરે વિવિધ નામોથી ભક્તોમાં સુપરિચિત છે. આ આરાધ્ય દેવી માતા અંબિકા સ્ત્રીશક્તિ સ્વરૂપીણી મહામાતા દુર્ગાનું જ સ્વરૂપ છે. દુર્ગાનો અર્થ રક્ષણકરનાર શક્તિ જે માતા પાર્વતીનાં પ્રેમાળ અને સૌમ્ય સ્વરૂપનું રૌદ્રમય રૂપ છે. વિશ્વંભરી વિશ્વજનેતા માતા અંબિકા એક મહાશકિતશાળી દિવ્ય દેવી સ્વરૂપ છે જેણે સૃષ્ટિનાં સર્જક બ્રહ્માજીનું બ્રહ્માસ્ત્ર, સૃષ્ટિનાં સંચાલક વિષ્ણુજીનું સુદર્શનચક્ર અને સૃષ્ટિનાં સકારાત્મક વિસર્જક શિવજીનાં ત્રિશુળને એકીસાથે ધારણ કરીને મહાન શસ્ત્રધારી ત્રિદેવો અન્ર ત્રિદેવીઓની સંયુક્ત શક્તિ અને બળને પ્રાપ્ત કર્યાં છે. આ મહાન માતૃશક્તિને બ્રહ્મા, વિષ્ણુ અને મહેશની સહચારીની ત્રિદેવી માતુશ્રીઓ સરસ્વતી, લક્ષ્મી અને પાર્વતી કે ગૌરીનું સામુહિક મહાશક્તિશાળી રૌદ્ર સ્વરૂપ ગણવામાં આવે છે. આ રીતે આ માતૃશક્તિ વિશ્વની અપાર, અનહદ અજોડ અને અવિરત મહાશક્તિને પ્રદર્શિત કરે છે. માતૃશક્તિએ નારીની દિવ્ય અને અપાર શક્તિનું પ્રતિક છે જે વિશ્વની કોઈ પણ દુષ્ટ કે દાનવ શક્તિનો સામનો, સંહાર અને વિનાશ કરવાં સમર્થ છે.

દક્ષિણ ભારતની માન્યતા પ્રમાણે મહામાતૃશક્તિ દુર્ગાનાં નવ સ્વરૂપો [૧] અંબા [૨] ભદ્રકાળી [૩] અન્નપૂર્ણા[૪] સર્વમંગલા [૫] ભૈરવી [૬] ચંડિકા [૭] લલિતા [૮] ભવાની [૯] મુકામ્બિકા છે. ચંડિપાઠનાં દેવીકવચ માં દુર્ગામાતાનાં નવ સ્વરૂપો [૧] શૈલપુત્રી [૨] બ્રહ્મચારીણી [૩] ચંદ્રઘંટા [૪] કુશમંડા [૫] સ્કંદમાતા [૬] કાત્યાયણી [૭] કાળરાત્રિ [૮] મહાગૌરી [૯] સિદ્ધીદાત્રિ દર્શાવવામાં આવ્યાં છે. તંત્રવિદ્યામાં દૈવી શક્તિ દુર્ગાને દશ મહાવિદ્યા તરીકે પુજવામાં આવે છે. આ દશ મહાવિદ્યાઓ [૧] કાળી [૨] તારા [૩] શોડશી [૪] ભુવનેશ્વરી [૫] ચિન્નમસ્તા [૬] ભૈરવી [૭] ધુમવતી [૮] બગલા [૯] માતંગી [૧૦] કમળા છે. આ સર્વ માતાઓ કે માતૃશક્તિઓ સર્જન અને સકારાત્મક વિસર્જનની અદભૂત શક્તિનો અજોડ ભંડાર છે.

ગૌતમ ગોત્રનાં મૂળ ઈષ્ટદેવતા અથવા કુળદેવતા શંકર ભગવાન એટલે શિવજી છે. શિવ અને શક્તિ એકાત્મરૂપ અને અભિન્ન હોવાથી શૈવપંથી કે શિવભક્તોમાં શક્તિરૂપી

માતા પાર્વતીને તેમનાં વિવિધ રૂપોમાં આરાધના અને પૂજનનો મહિમા અવશ્ય અસ્તિત્વ ધરાવે છે. આ કારણે જ ગૌતમ ગોત્રમાં મુખત્વે અંબિકામાતા શક્તિનાં સ્વરૂપમાં એક કુળદેવી તરીકે પૂજવામાં આવે છે. શક્તિસ્વરૂપીણી માતા લક્ષ્મી અને સરસ્વતી પણ આરાધ્ય દેવી તરીકે પૂજાય છે. આ રીતે મુખ્ય ત્રણે પંથોમાં પાર્વતી નવરાત્રિનાં પ્રથમ ત્રણ દિવસો માતા કાળીકા, બીજાં ત્રણ દિવસોમાં માતા લક્ષ્મી અને છેલ્લાં ત્રણ દિવસોમાં માતા સરસ્વતી અથવા શારદાને અર્પણ કરવામાં આવેલાં છે. આ રીતે સર્વ સંપ્રદાયોમાં માતા સરસ્વતી, લક્ષ્મી અને પાર્વતીને માતૃશક્તિ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશની અર્ધાંગીની અને સહચારીણી તરીકે પૂજવામાં આવે છે. દક્ષિણ ભારતમાં આ માતૃશક્તિને અમ્મા તરીકે ઓળખવામાં આવે છે. શક્ત કે શક્તિ સંપ્રદાયમાં માતા સતી દુર્ગાનાં વિવિધ ૫૧ સ્વરૂપો પૂજાય છે અને આર્યવર્તમાં ૫૧ સ્થળો કે જ્યાં સતીનાં ૫૧ અંગો વિભાજીત થઈને પડ્યાં હતાં તે સ્થળો પર શક્તિપીઠોની સ્થાપનાં કરવામાં આવેલી છે.

મહાશક્તિની અધિષ્ઠાત્રિ માતા અંબિકાનું શસ્ત્રોથી સજ્જ સ્વરૂપ અભય મુદ્રામાં આસુરી શક્તિનો સંહાર કરવાંને તત્પર એવાં અત્યંત ક્રોધીત, આક્રમક અને વિકરાળ ભાવનામાં પ્રદર્શિત કરવાંમાં આવ્યું છે. તેમની ભુજાઓમાં બ્રહ્માસ્ત્ર, સુદર્શનચક્ર, ત્રિશુળ, શંખ ગદા પદ્મ, ખડગ [તલવાર], ધનુષ્ય વગેરે ધારંણ કરેલાં હોય છે અને વરદમુદ્રામાં ભક્તોને આશિર્વાદ આપતાં દર્શાવવામાં આવ્યાં છે. તેમનાં સ્વરૂપોને ચતુર્ભુજા, અષ્ટભુજા, દશભુજા કે સહસ્ત્રભુજા તરીકે પણ આલેખવામાં આવ્યાં છે પરંતુ અંબિકા માતાનું અષ્ટભુજા અને દશ્ભુજા સ્વરૂપ સામાન્ય રીતે પ્રચલિત છે. જગજનની જગદંબા માતાનું મુખ્ય સ્થાનક અને મંદિર અરવલ્લીપર્વતોની ગીરમાળા પર ગુજરાત અને રાજસ્થાનની સરહદ પર ગુજરાત રાજ્યનાં બનાસકાંઠા વિતારમાં અંબાજીનામનાં રળિયામણાં ગામમાં આવેલું. આબુથી અંબાજીનું અંતર ૪૫ કિલોમિટર છે. અંબાજી માતાનાં મંદિરનો એ મહિમા છે કે જ્યારે સતીએ પોતાનાં પિતા દક્ષ દ્વારાં તેમણે કરેલ મહાયજ્ઞમાં આમંત્રિત ન કરીને પોતાની અને પોતાનાં પતિ શીવજીની થયેલ ઘોર ઉપેક્ષા અને અપમાનને અસહ્ય લાગતાં પિતાનાં યજ્ઞકુંડની જ્વાળામાં ઝંપલાવીને બલીદાન આપ્યું હતું. સતીનાં મૃત્યુથી ક્રોધિત થયેલાં અને સતીનાં મૃતદેહએ ખભે લઈને તાંડવ નૃત્ય કરતાં ભગવાન શીવને શાંત કરવાં અને સૃષ્ટીનાં સર્જનનો સર્વવિનાશ થતાં બચાવવાં અને શંકર ભગવાનને ચિત્તભ્રમમાંથી મુક્ત કરી સભાન કરવાં ભગવાન વિષ્ણુએ સતીનાં મૃતદેહનું

સુદર્શનચક્ર વડે વિચ્છેદન કર્યું. આ વિચ્છેદનથી સતીનાં મૃતદેહનાં ૫૧ અંગોનાં ટુકાડાં થઈને આર્યવર્તની ધરતી પર વિવિધ સ્થાનો પર વિખેરાયાં. જે જે સ્થાનો પર સતીનાં અંગોનાં ટુકાડાં પડયાં તે તે સ્થાનો સતીનાં પાવન અને પવિત્ર સ્થળો બન્યાં અને ૫૧ શક્તિપીઠ તીર્થસ્થળો તરીકે સન્માનિત અને પ્રખ્યાત બન્યાં. અંબાજી પણ આ એકાવન શક્તિપીઠોમાંની એક છે જ્યાં સતીનું હૃદય પડ્યું હતું. આ કારણે આ અંબાજીનાં અંબામાતાનાં મંદિરની મહત્તા અત્યંત વિશેષ છે. સારાં એ વર્ષ દરમિયાન લાખ્ખો શ્રદ્ધાળુઓ સારાંએ ભારત અને વિદેશમાંથી અંબામાતા કે અંબિકામાતાનાં દર્શનાર્થે આવી ધન્યતા અનુભવે છે.

આ અંબામાતાનાં મંદિર ઉપરાંત અંબામાતા કે દુર્ગામાતાનાં વિવિધ નામો વાળાં લાખ્ખો મદિરો આર્યવર્તમાં પથરાયેલાં છે. પરંતુ વિશેષ કરીને ગૌતમ ગોત્રનાં ઔદિચ્ય સહસ્ત્ર ગૌતમ ગોત્રી વંશજો માટે પ્રાચિન શ્રીસ્થળ અને હાલનાં સિધ્ધપુરથી ત્રણ ગામ એટલે આઠ કિલોમિટર પર આવેલાં પ્રાચિન સમયમાં પુષ્પાદર અને પુષ્પસાર તેમજ હાલમાં પસવાદળનાં નામે ઓળખાતાં નયનરમ્ય ગામડામાં આવેલ શકટાંબિકા માતા અને તેમેનાં મંદિરની ઐતિહાસિક અને ધાર્મિક મહત્તા અને અગત્યતા અતિ વિશેષ ભાવાત્મક અને શ્રદ્ધાત્મક છે.

લગભગ ૧૦૦૦ પૂર્વે સોલંકી વંશનાં મહારાજા મૂળરાજે બ્રહ્મવર્તનાં ૧૦૩૭ કન્યાકુબ્જ બ્રાહ્મણોને પોતાનાં રાજ્યમાં રાજ્યાભિષેક, પ્રાયશ્ચિત યજ્ઞ અને રુદ્રમહાલયનું ખાતમુહૂર્ત કરવાં આમંત્ર્યાં હતાં. આ બ્રાહ્મણો વિવિધ ગોત્રનાં બ્રાહ્મણો હતાં. તેમાં સડશઠ [૬૭] કુટુંબો ગૌતમ ગોત્રનાં બ્રાહ્મણોનાં હતાં. જેમની અટકો દવે,ચાર્ય, રાવળ, ત્રિવાદી, ઠાકર, મહેતા, પંડયા,ઉપાધ્યાય, પાધ્યા, ઉપાધ્યા, પાઠક, પંડિત, વ્યાસ અને જોશી હતી. આ ગૌતમ વંશનાં ગોત્રીઓ પોતાની આરાધ્ય કુળદેવી માતા અંબિકાની મૂર્તિ પોતાની સાથે શકટ એટલે બળદગાડીમાં લાવ્યાં હતાં. જ્યારે આ ગૌતમ ગોત્રનાં બ્રહ્મણોનું જુથ અન્ય બ્રાહ્મણોની અને મહારાજા મૂળરાજનાં સૈનિકો અને દરબારીઓ સાથે પુષ્પાદર નામનાં આ સ્થળેથી પસાર થઈ રયાં હતાં ત્યારે અચાનક અદભૂત અને ચમકારીક રીતે જે શકટ અથવાં બળદગાડીમાં માતા અંબિકા વિરાજમાન થયાં હતાં તે અચાનક આ સ્થળે થંભી ગયું. લાખો પ્રયત્નો કરવાં છતાં પણ શકટ અને તેનાં વાહક બળદો ત્યાંથી એક ઈંચ પણ હઠ્યાં નહી. આ ઘટનાને જગદજનની અંબામાતાનો આદેશ માનીને સર્વ બ્રાહ્મણોએ અંબિકામાતાની એ મૂર્તિની સ્થાપનાં એજ સ્થળ પર કરી અને થોડાં સમયમાં રાજાની

સહાયથી તે સ્થળ પર મંદિર બંધાવ્યું. આ રીતે આ શકટમાં સવાર થયેલાં ગૌતમ ગોત્રનાં કૂલદેવી માતા અંબિકા શકટાંબિકા માતા તરીકે ઓળખાયાં અને પ્રખ્યાત થયાં છે. શકટાંબિકા માતાનાં આ ઐતિહાસિક સ્થાનકનાં મદિરમાં મહર્ષિ ગૌતમની મૂર્તિની સ્થાપનાં પણ કરવામાં આવી છે. ગૌતમ ગોત્ર નાં ઔદિચ્ય સહસ્ત્ર બ્રાહ્મણો, તેમની કુળદેવી પ્રત્યેની આસ્થા અને ઐતિહાસિક અને ચમત્કારીક પ્રસંગ સાથે સંકળાયેલાં આ તે સમયનાં પુષ્પાદર અને હાલનાં પસવાદળનાં શકટાંબિકા માતાનું મંદિર સર્વ ગૌતમ ગોત્રીઓ માટે એક અગત્યનુ ધાર્મિક તીર્થસ્થળ બની ગયું છે. આ શકટાંબિકા માતાનાં મંદિરની યાત્રા અને શકટાંબિકા માતાનાં દર્શન દરેક ગૌતમ ગોત્રી માટે જીવનનો એક અણમોલ અને અલ્હાદક લહાવો બની રહે છે.

આ સ્થળનો ઉલ્લેખ શ્રી સ્થલ પ્રકાશનાં ચોત્રીસમાં અધ્યાયનાં પાંચ થી નવમાં શ્લોકોમાં કરવામાં આવ્યો છે. જેમાં લખ્યું છે કે, '' શ્રી સ્થળની ઉત્તર દિશામાં ત્રણ કોશનાં અંતરે આવેલાં પુષ્પાદર ગામને ગોપ્રદાન સાથે વિવિધ પ્રકારની યજ્ઞ ક્રિયા કરવામાં કુશળ એવાં યજુરવેદી ગૌતમ ગોત્રવાળાં ત્રણ બ્રાહ્મણોને દાનમાં આપ્યુ. તેમાં એક આચાર્ય, એક પંડિત અને એક રાવળ એવાં ઉપનામ ધારણ કરનારાં ત્રણ વિદ્વાન બ્રાહ્મણો હતાં. આ પુષ્પાદર ગામ લીલાં વૃક્ષોથી આછાદિત અને કમળોવાળાં મનોરમ્ય સરોવર વાળું હતું. ત્યાં શકટાંબિકા દેવી અને યક્ષ વિરેશ્વર નિવાસ કરે છે. ત્યાંની રત્નોથી જડિત પાવન ભૂમિ પુષ્પોથી વિભૂષિત છે. તે સ્થંળે મુનીઓ ફળ, ફૂલ અને ચોખાં વડે દેવદેવીનું પૂજન કરે છે.''

પસવાદળનું આ શકટાંબિકા માતાનું મંદિર ઘણુંજ સુંદર, શાંત અને રમણિય વાતાવરણમાં આવેલું છે. આ શકટાંબિકા માતાનાં મંદિરની એ વિશેષતા છે કે સપ્તાહનાં સાત દિવસોમાં હરેક દિવસે શકટાંબિકા માતા જુદી જુદી સવારીઓ પર વિવિધ રૂપ ધારણ કરીને સવાર થાય છે. સોમવારે માતા પાર્વતીરૂપે નંદી પર, મંગળવારે માતા શકટાંબિકારૂપે સિંહનાં શકટ પર બુધવારે માતા ઈન્દ્રાણીરૂપે ઐરાવત પર, ગુરુવારે માતા વૈભવીરૂપે ગરૂડ પર, શુક્રવારે માતા સરસ્વતીરૂપે હંસ પર, શનીવારે માતા લક્ષ્મીરૂપે હાથી પર અને રવિવારે માતા અંબિકારૂપે વાઘ પર સવારી કરે. આ મંદિરનાં પ્રાંગણમાં માતાજીની સન્મુખ સુંદર શ્વેત સંગેમરમરની આરસપહાણની મહર્ષિ ગૌતમની ભવ્ય મૂર્તિની પણ સ્થાપનાં થોડાં વર્ષો પહેલાં કરવામાં આવેલ છે. શકટાંબિકા માતાનું મંદિર સુંદર અને સુવિધાપૂર્ણ છે. દર વર્ષે આ શકટાંબિકા માતાનાં મંદિરમાં મહાસુદ સાતમને

દિવસે ભવ્ય પટોત્સવની ઉજવણી ધામધૂમથી કરવામાં આવે છે. આ ઉપરાંત વાર તહેવારો અને નવરાત્રિ દરમિયાન પણ પૂજા હવન પણ શાસ્ત્રોક્ત વિધીથી કરવામાં આવે છે. સંવત ૨૦૭૦ એટલે ઈસ્વીસન ૨૦૧૪માં મહાસુદ સાતમનાં દિને શકટાંબિકા માતાનાં નવાં મંદિરનો શતાબ્દિ મહોત્સવ ભવ્યરીતે ઉજવવાની યોજના થઈ રહી છે જેની વધુ વિગતો મંદિરની વેબસાઈટ http://shreeshaktambikamataji.org પર ભવિષ્યમાં પ્રકાશિત કરવામાં આવશે. મહર્ષિ ગૌતમનાં ગોત્રી અને શકટાંબિકા માતાનાં ભક્તો માટે આ શતાબ્દિ મહોત્સવમાં સહભાગી અને સહયોગી થવું એ તેમનાં આજીવનનો એક અલભ્ય અને અનોખો લહાવો લેવાં જેવો પ્રસંગ છે.

**સરનામું - શ્રી શકટાંબિકા માતા મંદિર**

**મુ. પસવાદળ ગામ,તાલુકા – વડગામ**

**જીલ્લા-બનાસકાંઠા, ઉત્તર ગુજરાત, ગુજરાત રાજ્ય - ભારત ૩૮૫૨૧૦**



ભાવે ભજીલોને માં શકટંબિકા નામ

# ભજનાંમૃત



ભજનાંમૃત









શ્રી હેમંતકુમાર ગજાનન પાધ્યા

સ્વસ્તિકાનંદ

# ૐ જય શકટાંબિકે માતા- આરતી

ૐ જય શકટાંબિકે માતા, માં જય શકટાંબિકે માતા.

ગૌતમગોત્રીનાં સંકટ...(૨), તત ક્ષણ દૂર કરો........... ૐ જય

તમે નવદુર્ગા માતા, તમે છો દશવિદ્યા માં......માં.......(૨)

તમે છો પાર્વતી દેવી..(૨), લક્ષ્મી સરસ્વતી માં.......... ૐ જય

દશ ભૂજ દુર્ગા તમે છો, તમે છો મહા કાળી  માં...માં...(૨)

તમે છો ચંડી ચામુંડા..(૨). દૈત્ય વિનાશીની માં.......... ૐ જય

તમે છો ચોસઠ યોગિની, તમે સપ્તમાતૃકા માં......માં...(૨)

તમે વૈષ્ણવી ઇંદ્રાણી..(૨), જગ જનની તમે માં.......... ૐ જય

શક્તિ તમે છો ભક્તિ તમે છો, શિવશક્તિ તમે માં..માં..(૨)

ગૌતામકુળનાં છો માતેશ્વરી, સર્વે આર્યોનાં તમે માં....... ૐ જય

પરબ્રહ્મ પરમેશ્વરી, તમે અમારાં કુળદેવી માં......માં...(૨)

ગૌતમ ગોત્રીજનોને...(૨), આશિષ તમે આપો માં....... ૐ જય

વિષય વિકાર હઠાવો, પાપ હરો તમે માં ...........માં...(૨)

શ્રદ્ધા ભક્તિ વધારો...(૨), સંતોની સદસેવા................ ૐ જય

માતપિતા તમે અમારાં, શરણમાં તારે આવ્યાં......માં...(૨)

તમે છો સર્વશ્વ અમારાં..(૨), લ્યો અમને ગોદમાં.... ૐ જય

ઈચ્છીત ફળ તમે આપો, કષ્ટ મટાડો તનનાં.......માં...(૨)

સુખ સમ્પત્તિ સંતતી આપો..(૨), દુખ મટાડો મનનાં..... ૐ જય

દીન દયાળુ દુખ હર્તા, તમે સંરક્ષક અમારાં...........માં...(૨)

વરદ હસ્ત ઉઠાવો..(૨), શુભવર અમને આપો હે માં.... ૐ જય

તમે કરુણાનાં સાગર, તમે અન્નપુર્ણા માં............માં...(૨)

અમે સેવક તમે સ્વામિની...(૨), કૃપા કરો હે માતા...... ૐ જય

# શ્રી શકટાંબિકા ચાલીશા

નમો નમો શકટાંબિકે માતા, નમો નમો જગદંબે માતા.
ગૌતમકુળનાં કુળદેવી માતા, પુષ્પાદરમાં વસીયાં અંબેમાતા. ......નમો નમો
નિરાકાર છે સ્વરૂપ તમારું, આદી મધ્યાંત વિના રૂપ તમારું.
સર્વત્ર સર્વવ્યાપી છે રૂપ તમારું, સર્વજ્ઞ છે માતા રૂપ તમારું. ......નમો નમો
સુંદર શશી સમું મુખ તમારું, શોભે છે અત્યંત સ્વરૂપ તમારું.
સોળેશણગાર તમને અતિ શોભે, દર્શન કરી ભક્તો સુખ પામે. ......નમો નમો
જગતનાં તમે જગજનની માતા, પાલક પોષક રક્ષક છો ત્રાતા.
અન્નપૂર્ણા છો તમે શકટાંબિકે માતા, કન્યાકુમારીકા છો તમે માતા. ......નમો નમો
પ્રલયકાળનાં તમે છો સર્વવિનાશી, તમે શિવશંકર પ્યારાં ગૌરી.
શિવશક્તિ રૂપ અર્ધનારીશ્વર નારી, નારીશક્તિ મહા શક્તિશાળી. ......નમો નમો
યોગીમુની સૌ તમારાં ગુણ ગાયે, બ્રહ્મા વિષ્ણુ શિવ ધ્યાન લગાવે.
સર્વ દેવલોક તમને શીશ નમાવે. સઘળાં દાનવ સદા થરથર કાંપે. ......નમો નમો
ધર્યું સરસ્વતી સ્વરૂપ તમે માં, આપો સદા સદબુદ્ધિ અમને માં.
ધર્યું શ્રીલક્ષ્મી સ્વરૂપ તમે માં, આપો ધનધાન્ય સુખ વૈભવ માં. ......નમો નમો
ધર્યું પાર્વતી સ્વરૂપ તમે માં, આપો મહા શક્તિ તમે અમને માં.
ધર્યું જગમાતૃ સ્વરૂપ તમે માં, આપો પ્રેમ વાત્સલ્ય અમને તમે માં. ......નમો નમો
ગંગા સિંધુ સરસ્વતી મહામાતા, યમુના ગોદાવરી ગંડકી માતા.
પાવન પવિત્ર જળની તમે છો દાતા, શિવજટામાં તમે છો સમાયાં. ......નમો નમો
નવદુર્ગા, ચામુંડા, ભૈરવી, ભવાની, તારા તમે છો જગતારીણી.
વૈષ્ણવી,ચંડી, પાર્વતી, ઈન્દ્રાણી, દુઃખ દરિદ્ર સંકટ નિવારીંણી. ......નમો નમો
ક્ષીરભવાની હિંગળાજને જ્વાલા, સપ્તમાતૃકા ને દશવિદ્યા માતા.
ગાયત્રી, સાવિત્રીને કાળરાત્રિમાતા. ભક્તજનોની સૌભાગ્યવિધાતા. ......નમો નમો
કરમાં ખડ્ગ, બ્રહ્મ, ત્રિશુળ વિરાજે, ભૂતપિચાશ ભયભિત થઈ ભાગે.
શંખ ચક્ર ગદા પદ્મ ધનુષ્ય ગ્રહાવે, દૈત્યરાક્ષસ ભયથી ભયંકર કાંપે. ......નમો નમો
મહિસાસુર મર્દીની અંબામાતા, શુમ્ભ નિશુમ્ભ વિનાશીની માતા.
ચન્ડમુન્ડ વધકરનારી માતા, ધુમ્રલોચન રક્તબીજ હણનારી માતા. ......નમો નમો

દુષ્ટ દૈત્યોની સંહારક અંબિકામાતા, કાળભૈરવી મહાકાળીકા માતા.
ભક્તજનોની તું સદા તારક માતા, ગૌતમ ગોત્રની શકટાંબિકા માતા. .........નમો નમો
શકટાંબિકામાતાની અનોખી સવારી, વાઘ, નંદી, સિંહશકટ ને હાથી,
ઐરાવત ગરૂડને હંસની સવારી, સાતે દિવસ માંની વિવિધ સવારી. ......નમો નમો
સપ્તમાતા સ્વરૂપ શકટાંબિકેમાતા, વિશ્વજનો થાકે તારી મહિમા ગાતાં.
પાયે લાગું હે પરમકૃપાળુ માતા, તમે છો દીનદયાળુ શકટાંબિકામાતા. .......નમો નમો
શકટંબિકા ચાલીશા જે કોઈ ગાયે, આધી વ્યાધી ઉપાધી તેનાં દૂર થાયે.
દુઃખ દરિદ્ર વિઘ્ન તેનાં દૂર થાયે, મનવાંછીત મહાફળ પ્રાપ્ત થાયે....... ......નમો નમો
બુદ્ધિ, જ્ઞાન અને ડહાપણને પામે, સુધ બુધ, સંસ્કૃતિ સંસ્કારને પામે.
શૌર્ય, શક્તિ અને બળને પામે, રિદ્ધિ, સિદ્ધિ અને સર્વવૃદ્ધિને પણ પામે. .......નમો નમો
સુખ, સંપત્તિ, સંતતી તે પામે, ધન, ધાન્ય, પશુ, પુત્ર લાભને પામે.
શાંતી સંતોષ પરમાનંદને પામે, સર્વસુખ ભોગવી વૈકુંઠને સહુ પામે. .......નમો નમો
ગૌતમ ગોત્રગણ તુજ મહિમા ગાયે, શ્રદ્ધા ભાવથી તમને સુમન ચઢાવે
કૃપા દયા કરો હે શકટંબિકામાતા, આશિષ આપો હે નવદુર્ગામાતા................નમો નમો
‘સ્વસ્તિકાનંદ’ તુજ ગુણગાન રચિતા, જય હો જય શકટાંબિકે માતા.

**- હેમંતકુમાર ગજાનન પાધ્યા [સ્વસ્તિકાનંદ]**



# શ્રી શકટાંબિકા માતા

હે સાતે દિવસે, માં શકટાંબિકાનાં ગુણ ગાઈએ રે લોલ.

હે કરીએ અમે [૨] પૂજન અર્ચન સહુ સાથમાં રે લોલ........ હે સાતે દિવસે..

હે સોમવારે, માં તમે પાર્વતીનું રૂપ ધરીને આવીયાં રે લોલ.

હે આવ્યાં તમે [૨] નંદીપર થઈને અસવાર રેં લોલ............હે સાતે દિવસે..

હે મંગળવારે, માં તમે શકટાંબિકાનું રૂપ ધરીને આવીયાં રે લોલ.

હે આવ્યાં તમે [૨] સિંહશકટ પર થઈને અસવાર રે લોલ .....હે સાતે દિવસે..

હે બુધવારે, માં તમે ઈન્દ્રાણીનું રૂપ ધરીને આવીયાં રે લોલ.

હે આવ્યાં તમે [૨] ઐરાવત પર થઈને અસવાર રે લોલ .....હે સાતે દિવસે ..

હે ગુરુવારે, માં તમે વૈષ્ણવીનું રૂપ ધરીને આવીયાં રે લોલ.

હે આવ્યાં તમે [૨] ગરુડ પર થઈને અસવાર રે લોલ ...........હે સાતે દિવસે..

હે શુક્રવારે, માં તમે સરસ્વતીનું રૂપ ધરીને આવીયાં રે લોલ.

હે આવ્યાં તમે [૨] હંસ પર થઈને અસવાર રે લોલ ..............હે સાતે દિવસે..

હે શનીવારે, માં તમે લક્ષ્મીનું રૂપ ધરીને આવીયાં રે લોલ.

હે આવ્યાં તમે [૨] હાથી પર થઈને અસવાર રે લોલ ...........હે સાતે  દિવસે..

હે રવિવારે , માં તમે અંબિકાનું રૂપ ધરીને આવીયાં રે લોલ.

હે આવ્યાં તમે [૨] વાઘ પર થઈને અસવાર રે લોલ ............હે સાતે દિવસે..

હે સાતે દિવસે, માતા શકટામ્બીકા પધારીયાં રે લોલ.

હે આવ્યાં એતો [૨] વિવિધ સ્વરૂપો લઈને નીશદિન રે લોલ......હે સાતે દિવસે.



# હે પ્રથમ પાયે લાગું

હે પ્રથમ પાયે લાગું શકટાંબિકા માતને રે લોલ.
હે મારી કુલદેવી માં અંબિકા માતને રે લોલ. ......... હે પ્રથમ પાયે
પહેલે નોરતે માં શૈલપુત્રી આવીયાં રે લોલ.
સજી સોળે શણગાર એતો આવીયાં રે લોલ,
એતો વૃષભપર સવારી કરીને આવીયાં રે લોલ.
સાથે શકટાંબિકા માતાને તેડી લાવીયાં રે લોલ. ......... હે પ્રથમ પાયે
બીજે નોરતે માં બ્રહ્મચારીણી આવીયાં રે લોલ.
સફેદ સાડી પહેરીને એતો આવીયાં રે લોલ,
એતો માળા કમંડળ લઈને આવીયાં રે લોલ.
સાથે શકટાંબિકા માતાને તેડી લાવીયાં રે લોલ. ......... હે પ્રથમ પાયે
ત્રીજે નોરતે માં ચંદ્રઘંટા આવીયાં રે લોલ.
સજી સોળે શણગાર એતો આવીયાં રે લોલ,
એતો વાઘપર સવારી કરીને આવીયાં રે લોલ.
સાથે શકટાંબિકા માતાને તેડી લાવીયાં રે લોલ. ......... હે પ્રથમ પાયે
ચોથે નોરતે માં કુશમંડા આવીયાં રે લોલ.
સજી સોળે શણગાર એતો આવીયાં રે લોલ,
એતો વાઘપર સવારી કરીને આવીયાં રે લોલ.
સાથે શકટાંબિકા માતાને તેડી લાવીયાં રે લોલ. ......... હે પ્રથમ પાયે
પાંચમે નોરતે માં સ્કંદમાતા આવીયાં રે લોલ.
સજી સોળે શણગાર એતો આવીયાં રે લોલ,
એતો સિંહપર સવારી કરીને આવીયાં રે લોલ.
સાથે શકટાંબિકા માતાને તેડી લાવીયાં રે લોલ. ......... હે પ્રથમ પાયે
છઠ્ઠે નોરતે માં કાત્યાયણી આવીયાં રે લોલ.
સજી સોળે શણગાર એતો આવીયાં રે લોલ,
એતો સિંહપર સવારી કરીને આવીયાં રે લોલ.
સાથે શકટાંબિકા માતાને તેડી લાવીયાં રે લોલ. ......... હે પ્રથમ પાયે

સાતમે નોરતે માં કાલરાત્રી આવીયાં રે લોલ.
લાલ સાડી પહેરીને એતો આવીયાં રે લોલ,
એતો ખરપર સવારી કરીને આવીયાં રે લોલ.
સાથે શકટાંબિકા માતાને તેડી લાવીયાં રે લોલ. ......... હે પ્રથમ પાયે
આઠમે નોરતે માં મહાગૌરી આવીયાં રે લોલ.
સજી સોળે શણગાર એતો આવીયાં રે લોલ,
એતો નંદીપર સવારી કરીને આવીયાં રે લોલ.
સાથે શકટાંબિકા માતાને તેડી લાવીયાં રે લોલ. ......... હે પ્રથમ પાયે
નવમે નોરતે માં સિદ્ધદાત્રી આવીયાં રે લોલ.
સજી સોળે શણગાર એતો આવીયાં રે લોલ,
એતો આઠે સિદ્ધિઓ આપવાં આવીયાં રે લોલ.
સાથે શકટાંબિકા માતાને તેડી લાવીયાં રે લોલ. ......... હે પ્રથમ પાયે
નવરાત્રીનાં નવ દિન પુજા પાઠ કરો રે લોલ,
લેવાં માતા નવદુર્ગાનાં શુભાશિષ રે લોલ,
માતા શકટાંબિકા કરશે સર્વનું ભલું રે લોલ
સાથે કરશે તમ જીવનનો ઉદ્ધાર રે લોલ. ......... હે પ્રથમ પાયે



# સાંભળો સાંભળો સાંભળો રે

સાંભળો સાંભળો સાંભળો રે તમે આ, ગરબો માં શકટાંબિકાનો આજ.
ઝીલજો ઝીલજો રે ઝીલજો તમે આ, ગરબો કુળદેવીનો તમે સહુ સાથ. .. હે..
સંવત ૧૧૦૦માં મહારાજા મુળરાજે, ભવ્ય રુદ્રમહાલયને શ્રીસ્થળમાં બંધાવ્યાં.
કાશી નગરીથી સહસ્ત્ર બ્રહ્મણો તેડાવ્યાં, પ્રાણ પ્રતિષ્ઠા કરાવવાને કાજ ... હે...
ગૌતમ કુળનાં વિદ્વાન ઔદિચ્ય બ્રહ્મણો, કુળદેવી અમ્બીકા માંને લાવ્યાં સાથ,
આવીને થંભ્યાં શકટ પુષ્પવતી નગરીમાં, માતાએ લીધી હઠ સ્થાપનની તત્કાળ ....હે ..
આગળ કે પાછળનાં જરા હટયાં શકટડાં, મુંઝવણમાં મૂકાયાં કાશીનાં વિપ્રો વિદ્વાન.
એજ સ્થળે માતાજીની સ્થાપના કરાવી, જઈને મહારાજાને વિગત વર્ણાવી...હે...
રાજાજીએ દાન દીધું એ નગર બ્રહ્મણોને, બનાવ્યું ત્યાં શકટામ્બીકાનું મંદિર તત્કાળ.
અમ્બીકા માતા હવે શકટામ્બીકા કહેવાયાં, કાળાંતરે પુષ્પવતી પસવાદળ કહેવાયું..હે
ગૌતમી બ્રહ્મણોએ એ મંદિર સમરાવ્યું, સપ્તર્ષિ ગૌતમની પ્રતિમા પધરાવી
મંડપ અને ધર્મશાળા મંદિરમાં બનાવી , એને બનાવ્યું છે હવે સુંદર તિર્થધામ....હે...
આવજો આવજો આવજો રે તમે આ, પસવાદળનાં તિર્થધામમાં પધારજો રે.
આવજો આવજો આવજો રે તમે આ, કુળદેવી શકટામ્બીકાનાં દર્શને આવજો રે .
આવજો આવજો આવજો રે તમે આ, ગૌતમ  ઋષિનાં આશિષ લેવાં આવજો રે.
આવજો આવજો આવજો રે તમે માં, શકટામ્બીકાનાં આશિર્વાદ લેવાં આવજો રે.



# ચાલો ચાલો રે

ચાલો ચાલો રે ચાલો ગૌતમ ગોત્રીઓ તમે, માં શકટામ્બીકાનાં દર્શન કરવાને કાજ.
ચાલો ચાલો રે ચાલો ઔદિચ્ય વિપ્રો હવે, ચાલો પસવાદળનાં એ પવિત્ર તિર્થધામ.
વિક્રમ સંવત ૨૦૭૦નાં એ વર્ષમાં, મહાસુદ સપ્તમીનાં એ શુભ પ્રભાતમાં. . ચાલો ચાલો
આવજો આવજો રે ગૌતમ ગોત્રીઓ તમે, આ મહોત્સવ ઉજવવાને કાજ
આવજો આવજો રે સૌ શ્રદ્ધાળુજનો તમે, સિદ્ધપુરનાં પસવાદળ ગામ............આવજો
ઈસ્વીસન બે હજારને ચઉદનાં વર્ષમાં, મહાસુદ સાતમનાં એ મહા શુભદિને.
શકટામ્બિકા માતાનાં દર્શન કાજે, વહેલાં પધારજોને સહકુટુંબની સાથ ..,......આવજો
લાવજો લાવજો રે ફળફળાદિ તમે, મારાં શકટામ્બિકા માતાને કાજ.
લાવજો લાવજો રે મીઠાં મેવાં મધુરાં તમે, મારાં જગદમ્બા માતાને કાજ ....આવજો
લાવજો લાવજો રે ચુંદડી-ચોળી તમે, મારાં નવદુર્ગા માતાને કાજ .
લાવજો લાવજો રે ચુડીને ચાંદલો તમે, મારાં કાળિકા માતાને કાજ.............આવજો
લાવજો લાવજો રે ધુપ અત્તર તમે, મારાં ભવાની માતાને કાજ
લાવજો લાવજો રે સોળે શણગાર તમે, મારાં ચોંશઠ યોગીનીને કાજ...........આવજો
લાવજો લાવજો રે હવનપૂજા સામગ્રી તમે, મારાં દશવિદ્યા માતાને કાજ .
લાવજો લાવજો રે છપ્પન ભોગો તમે, મારાં શકટામ્બિકા માતાને કાજ .......આવજો
આવજો આવજો રે સૌ ભક્તજનો તમે, ગરબે રમવાં સારી રાત .
આવજો આવજો રે સૌ વિપ્રજનો તમે, શકટામ્બિકા માતાની સેવાને કાજ........આવજો



# પ્રથમ પાયે લાગું

પ્રથમ પાયે લાગું શકટામ્બિકા માતને રે લોલ.
મારી કુળદેવી અંબિકા માતને રે લોલ
સોમવારે માં પાર્વતીનું રૂપ ધરીને પધારીયાં રે લોલ.
થઈને નંદી પર એતો અસવાર રે લોલ........પ્રથમ પાયે..
મંગળવારે માં શકટામ્બિકાનું રૂપ ધરીને પધારીયાં રે લોલ,
થઈને સિંહ-શકટ પર એતો અસવાર રે લોલ........પ્રથમ પાયે. .
બુધવારે માં ઈંદ્રાણીનું રૂપ ધરીને પધારીયાં રે લોલ,
થઈને ઐરાવત પર એતો અસવાર રે લોલ........પ્રથમ પાયે. .
ગુરુવારે માં વૈષ્ણવીનું રૂપ ધરીને પધારીયાં રે લોલ,
થઈને ગરુડ પર એતો અસવાર રે લોલ........પ્રથમ પાયે. .
શુક્રવારે માં સરસ્વતીનું રૂપ ધરીને પધારીયાં રે લોલ,
થઈને હંસ પર એતો અસવાર રે લોલ........પ્રથમ પાયે. .
શનીવારે માં લક્ષ્મીનું રૂપ ધરીને પધારીયાં રે લોલ,
થઈને હાથી પર એતો અસવાર રે લોલ........પ્રથમ પાયે. .
રવિવારે માં અંબિકાનું રુપ લઈને પધારીયાં રે લોલ
થઈને વાઘ પર એતો અસવાર રે લોલ........પ્રથમ પાયે. .
સાતે દિવસે માં શકટામ્બિકા પધારે છે રે લોલ,
દેવાં આશિષ ભક્તોને સવાલાખનાં રે લોલ........પ્રથમ પાયે.



# જય હો માં શકટામ્બિકે માતા

જય હો માં શકટામ્બિકે માતા, જય જય જય જગદમ્બે માતા.
જય હો ગૌતમ ગોત્રની માતા, જય હો પસવાદળવાળાં માતા....જય..
તમે છો અંબા નવદુર્ગા માતા, વિશ્વંભરી જગ જનની માતા.
તમે છો અમ ભાગ્ય વિધાતા, તમે છો અમારાં અન્નદાતા ..........જય..
તમે છો મહાશક્તિ મહામાતા, તમે છો શીવ-શક્તિની ગાથા.
તમે છો સરસ્વતી બ્રહ્માણી માતા, જ્ઞાન બુદ્ધી વિદ્યાની માતા .......જય..
તમે છો મહાલક્ષ્મી વૈષ્ણવી માતા, ધન વૈભવ સમૃદ્ધીની માતા
તમે છો પાર્વતી મહેશ્વરી માતા, પ્રેમ સ્નેહ કરુણાની માતા ..........જય..
તમે છો ભવાની કાળીકા માતા, દાનવ સંહારક ભયંકર માતા.
તમે છો ચંડી ચામુંડા માતા, દાનવોને ડરાવતી માતા ................જય..
કષ્ટ હરો દુઃખ દૂર કરો માતા, ગૌતમગૌત્રની કુળદેવી માતા.
કૃપા કરો હે જગદમ્બે માતા, દયા કરો હે શકટમ્બિકે માતા...........જય..

# જય જય જય શકટંબિકે માતા

જય જય જય શકટંબિકે માતા, જય હો જય હો ભાગ્યવિધાતા
અંબે માતા જગદંબે માતા, તમે છો ચોસઠ યોગીની માતા. .........જય જય...
નવદુર્ગાને સપ્ત માતૃકા માતા, ગાયત્રી ને ભવાની માતા.
મેધા ઉમા ઉષા માતા, ગંગા સતી રતી મહાદેવી માતા .............જય જય...
બ્રાહ્મણી વૈષ્ણવી મહેશ્વરી માતા, કુમારી વારહી ઈંદ્રાણી માતા
ચામુંડા સહ સપ્તમાતૃકા માતા, જગ જનની શકટંબિકે માતા. ......જય જય...
શૈલપુત્રી બ્રહ્મચારીણી માતા, ચંદ્રઘંટાને કુષ્માંડ માતા.
સ્કંદ કાત્યાયની કાલરાત્રી માતા, મહાગૌરી સિદ્ધિદાત્રી માતા. ......જય જય...
કાળી તારાને ચિન્નમસ્ત માતા, શોડશી ભુવનેશ્વરી ભૈરવી માતા.
ધુમવતી ને બગલામૂખી માતા, માતંગી કમલા દશવિદ્યા માતા... જય જય...
પાર્વતી, લક્ષ્મી સરસ્વતી માતા, ત્રિદેવી સ્વરૂપ શકટંબિકે માતા
સહસ્ત્ર સ્વરૂપ ધરનારી માતા, નમો નમો હે શકટંબિકે માતા. .......જય જય...

# જય જય જય શકટંબિકે માતા

જય જય જય શકટંબિકે માતા, જય હો જય જગ જનની માતા,

ગૌતમ ગોત્રની મહાદેવી માતા, પાધ્યા પરિવારની કુળદેવી માતા....જય જય...

નમન કરે છે તને ભક્તો તારાં, નમન સ્વિકારો હે શકટંબિકે માતા.

કલ્યાણ કરો હે વિશ્વવિધાતા, વિનંતી સ્વિકારો જગદંબે માતા............જય જય...

ધરમ સુકર્મનો મર્મ બતાવો, ભક્તિ મુક્તિ નો માર્ગ દેખાડો.

શ્રદ્ધા ભક્તિની જ્યોત જલાવો. આધ્યાત્મિકતાનો દીપ પ્રગટાવો..........જય જય...

ધન ધાન્યથી ઘર છલકાવો, હીરા રત્નથી તિજોરીઓ ભરાવો.

સુખ વૈભવની વર્ષા વરસાવો, કિર્તી, યશ, પદ, સન્માન અપાવો. ......જય જય...

હૃષ્ઠપૃષ્ઠને નિરોગી બનાવો, તન મનથી અમને પવિત્ર બનાવો.

બળ શક્તિને સામર્થ્યશાળી બનાવો, પરમાનંદ ભર્યુ જીવન અર્પો .......જય જય...

પ્રેમ સ્નેહની સરિતા છલકાવો. શાંતિ સંતોષનો હીમ વરસવો.

ધ્યાન જ્ઞાનનાં પાઠ ભણાવો, સેવા સુશ્રૃતાનાં સેવક અમને બનાવો......જય જય...

ક્લેશ કલહ કંકાશ મિટાવો, ઈર્ષા ધૃણા અહંકાર મિટાવો.

તમ આશિષની ધારા વહાવો, શુભવર અમને દ્યો શકટંબિકે માતા........જય જય...



# હે તારી મહિમા છે

હે તારી મહિમા છે અપરંપાર હે માતા શકટંબિકા,
હે તારી શક્તિ છે મહાવિરાટ હે માતા જગદંબા.
તમે સ્વિકારોને અમારાં પ્રણામ હે માતા નવદુર્ગા.
તમે લ્યોને હવે અમારી સંભાળ હે માતા શકટંબિકા................હે તારી
ભુલો ભટક્યો અબુધ છું હું તો મારી માત,
મને કોઈનો પણ નથી હવે રહયો સાથ
હવે તો કરોને આ રંકપર મહાઉપકાર,
દર્શન દ્યોને હે દીનદયાંળુ મોરી માત.. .. હે માતા શકટંબિકા....હે તારી
તારાં ભજન ગરબાની નથી કોઈ જાણ,
તારાં જપ તપથી છું હું ઘણો અજ્ઞાન.
તારી ભાવ ભક્તિનું નથી પુરું ભાન.
મને આપોને તમે ધર્મનું સંસ્કારી જ્ઞાન. . ..હે માતા શકટંબિકા....હે તારી
તારાં પુજન અર્ચનનો નથી મને ખ્યાલ,
હે તારાં હોમ હવનનું નથી મને ભાન
તારી ઉપાસનાનું નથી કોઈ મને જ્ઞાન.
મને આપોને તમે આધ્યાત્મિકતાનું જ્ઞાન. ..હે માતા શકટંબિકા....હે તારી
હવેતો પધારોને માં તમે અમારે દ્વાર.
તારાં ભક્તોની કરવાને સારી સંભાળ.
સ્વિકારોને નમ્ર વિનંતી અમારી હે માત
આવોને કરવાં અમ ભવનું કલ્યાણ...... . ..હે માતા શકટંબિકા....હે તારી



# ૐ જય ગૌતમ સ્વામિ

ૐ જય ગૌતમ સ્વામિ, પ્રભુ જય ગૌતમ સ્વામિ.
ગૌતમ ગોત્રીનાં સંકટ (૨) તતક્ષણ દૂર કરો....... ૐ જય ગૌતમ
ગૌતમ ગોત્રનાં સ્થાપક, સપ્ત ઋષિ સ્વામિ..પભુ (૨)
ગૌતમવંશનાં પિતામહ..(૨) ગુરુવર તમે મારાં.... ૐ જય ગૌતમ
ધર્મસુત્રનાં લેખક, વેદોનાં રચિતા સ્વામિ...પ્રભુ (૨)
ન્યાયસુત્રના નિર્માતા(૨), મહામુનિવર સ્વામિ.......ૐ જય ગૌતમ
દિર્ઘતમસનાં તમે સુત, ગૌતમ કુળ ધારી..પભુ (૨)
પ્રદ્વેશીનાં સુપુત્ર ..(૨) માં અહલ્યાનાં સ્વામિ........ ૐ જય ગૌતમ
શકટંબિકાનાં સેવક, શંકરનાં તમે શાધક...પ્રભુ (૨)
ગંગા માંને તેડાવ્યાં..(૨) ગોદાવરી માંનાં રૂપમાં....ૐ જય ગૌતમ
તમે કરુણાનાં સાગર, તમે કર્તા હર્તા...સ્વામિ (૨)
અમે અંધ અજ્ઞાની..(૨) કૃપા કરો ભર્તા.............. ૐ જય ગૌતમ
બ્રહ્મા વિષ્ણુ મહાશીવ, ગુણ તારાં ગાતાં...મહર્ષિ (૨)
પર બ્રહ્મ પરમેશ્વર...(૨) તમે મારાં સ્વામિ ......... ૐ જય ગૌતમ
જે માંગો ફળ પામો, શાંતિ મળે મનમાં..પભુ (૨)
સુખ સમ્પત્તિને પામો..(૨) દુખ મટે તનનાં.......... ૐ જય ગૌતમ
દુઃખ હર્તા સુખ કરતાં, ગોત્રેશ્વર મારાં...સ્વામિ (૨)
શુભ આશિષ તમે આપો..(૨) ચરણ પડું હું તારે....ૐ જય ગૌતમ



# મારાં ગૌતમગોત્રનાં કુળદેવી માત

હે મારાં ગૌતમગોત્રનાં કુળદેવી માત, તમને વિનંતિ કરીએ સહુ સાથ,
હે દેજે સુખ સમૃદ્ધિ શાંતિની સાથ, હે માતેશ્વરી શ્રી માં શકટંબિકા........હે મારાં
અમે તારાં છીએ નાનકડાં બાળ, હે માતાજી લેજે અમારી તું સંભાળ.
અમે અબુધ ને છીએ અજ્ઞાન, અમને દેજે તું વિદ્યાનાં દાન...... હે માં શકટંબિકા .
..... હે મારાં ગૌતમગોત્રનાં કુળદેવી માત....હે માં.... શકટંબિકા.
અમે નિર્ધન, રંક ને કંગાળ, અમને દે જે તું લક્ષ્મીનાં મોટાં ભંડાર .
અમે દરિદ્ર, રોગી ને નિર્બળ, અમને દે જે તું શક્તિનો સંચાર...,હે માં શકટંબિકા .
..... હે મારાં ગૌતમગોત્રનાં કુળદેવી માત....હે માં....
અમે કામી ભોગીને લોભી સાથ, અમને દે જે તું સદબુદ્ધિનાં દાન.
અમે કપટી પ્રપંચીને કાવતરાંબાજ, અમને દે જે તું સદવિચાર.. હે માં શકટંબિકા.
..... હે મારાં ગૌતમગોત્રનાં કુળદેવી માત....હે માં....
અમે શાધક તારાં છીએ અંબે માત, કરજો ભુલોને અમારી તમે માફ.
અમે પાયે પડિયે હે નવદુર્ગામાત, ક્ષમા કરજો અમારાં અપરાધ. હે માં શકટંબિકા.
..... હે મારાં ગૌતમગોત્રનાં કુળદેવી માત....હે માં....
અમે કરીએ નતમસ્તક તમને નમસ્કાર, કૃપા કરો અમારાં પર અપાર.
આપો અમને શુભવરનાં વરદાન, કરજો ગૌતમત્રીઓના કલ્યાણ.. હે માં શકટંબિકા
..... હે મારાં ગૌતમગોત્રનાં કુળદેવી માત....હે માં....



# જય જય જય શકટાંબિકે માતા

જય જય જય શકટાંબિકે માતા.

જય જય જય જય અંબિકે માતા,

મદદ કરો રે મદદ કરો રે

મદદ કરો શકટાંબિકે માતા ........જય જય

કષ્ટ હરો મમ, વિપત હરો મમ,

દયા કરો હે જગદંબે માતા ........જય જય

દુખ હરો મમ, કષ્ટ હરો મમ.

કરુણા કરો હે ભાગ્ય વિધાતા. .....જય જય

ચિંતા હરો મમ, કંકાશ હરો મમ.

અનુકમ્પા કરો હે નવદુર્ગા માતા .....જય જય

કલહ હરો મમ, ક્લેશ હરો મમ.

ઉપકાર કરો હે દશવિદ્યા માતા .....જય જય

અશાંતિ હરો મમ, અસંતોષ હરો મમ.

પરોપકાર કરો હે સંતોષિ માતા .....જય જય

રાગ હરો મમ, દ્વેષ હરો મમ.

દયા કરો હે જગજનની માતા .....જય જય

ધૃણા હરો મમ, તિરસ્કાર હરો મમ.

કૃપા કરો હે વિશ્વવિધાતા. .....જય જય

ક્રોધ હરો મમ, અહંકાર હરો મમ.

કરુણા કરો હે ભગવતી માતા .....જય જય



# આવજો આવજો રે આવજો

આવજો આવજો રે આવજો શકટંબિકા માતા, આવજોને અમારે ઘેર.

પગલાં પાડવાં રે શુકનવંતા માતા, ભલે પધારોજોને અમારે ઘેર.

...........આવો આવો રે

ઉંચા વિશાળ મેંતો મંડપ બંધાવ્યાં, સુગંધી અત્તરોથી મેંતો ચોક છંટાવ્યાં.

રંગબેરંગી મેંતો જાજમ ગાલીચાં બિછાવ્યાં, હે મારી શકટાંબિકા માંને કાજ

...........આવો આવો રે

માણેક મોતીનાં મેંતો આભલાં ગુંથાવ્યાં, નવરત્ન જડીત મેં તો સિંહાસન મંગાવ્યાં.

હીરા રત્નો નાં મેંતો હિડોળાં બંધાવ્યાં, હે મારી શકટાંબિકા માંને કાજ.

...........આવો આવો રે

આશોપાલવનાં મેંતો તોરણ બંધાવ્યાં, રંગીન પુષ્પોથી મેંતો મંડપ શણગાર્યાં

નવરંગનાં નીતનવાં મેંતો સાથિયા પુરાવ્યાં, હે મારી નવદુર્ગા માંને કાજ.

...........આવો આવો રે

સોળે શણગારનાં મેંતો શ્રીંગારો મંગાવ્યાં, સોનાં ચાંદીનાં નવલખ હારલાં ઘડાવ્યાં.

નવરંગી ચુંદડી ને મેંતો ચોળી સિવડાવ્યાં, હે મારી નવદુર્ગા માંને કાજ.

...........આવો આવો રે

સુગંધી સુમનનાં મેંતો હારવેણી ગુંથાવ્યાં, હસ્ત્ર જ્યોતિનાં મેંતો દિવડાં પ્રગટાવ્યાં.

ધૂપ દીપ ને મેંતો નવાં નૈવેદ ચઢાવ્યાં, હે મારી શકટાંબિકા માંને કાજ.

...........આવો આવો રે

સહસ્ત્ર ઘંટોનાં મેંતો નાદ રણકાવ્યાં, શહેનાઈ સારંગીના શુરો વગડાવ્યાં

ધમ ધમતા ઢોલને નહારાં વગડાવ્યાં, હે મારી શકટાંબિકા માંને કાજ.

...........આવજો આવજો રે

પંચાંમૃતનાં મેંતો આચમન કરાવ્યાં, મધુરાં મેવાનાં મેંતો પ્રસાદ ધરાવ્યાં.

ગંગાજળથી મેંતો કળશો ભરાવ્યાં, હે મારી નવદુર્ગા માતાને કાજ.

...........આવો આવો રે

મીઠાં મધુરાં મેંતો પકવાનો બનાવ્યાં, એકવીશ વાનીનાં મેંતો શાક બનાવ્યાં.

છપ્પન ભોગનાં મેંતો અણકોટ ધરાવ્યાં, હે મારી નવદુર્ગા માંને કાજ.

...........આવજો આવજો રે
એલચી લવીંગનાં મેંતો પાનબીડાં બનાવ્યાં, વિવિધ પ્રકારનાં એમાં મુખવાસ નંખાવ્યાં,
સોના ચાંદીનાં મેંતો વરખો ચઢાવ્યાં, હે મારી શકટાંબિકા માંને કાજ.
આવજો આવજો રે આવજો શકટંબિકા માતા, આવજોને રમવાં ગરબે આજ.
લાવજો લાવજો રે લાવજો શકટંબિકા માતા, લાવજોને ચોંસઠ યોગિનીઓને સાથ
લાવજો લાવજો રે લાવજો શકટંબિકા માતા, લાવજોને નવદુર્ગા માતાઓને સાથ.

# જય જય જય જય ગૌતમ મહર્ષિ

જય જય જય જય ગૌતમ મહર્ષિ, જય જય જય જય ગૌતમ સપ્તર્ષિ.
ગૌતમ ગોત્રનાં એ નાથ મહર્ષિ, ગૌતમવંશનાં પ્રપિતામહ ગૌતમજી. ..... જય જય
ગોત્ર ગુરુવર તમે છો અમારાં, લાખો વંદન સ્વિકારો અમારાં.
ઈચ્છીત વર દો અમને તમારાં, શુભાશિષ આપો અમને તમારાં. ..... જય જય
અજ્ઞાન અબુધ અમે બાળ તમારાં, લેજો અમને શરણ તમારાં.
ભાવ ભક્તિ તમે વધારો અમારાં, ગૌતમગોત્રનાં હે રખવાળાં. ..... જય જય
શ્રદ્ધા સુમન તમે સ્વિકારો અમારાં, ગૌતમગોત્રનાં હે રચનારાં.
પ્રણામ સ્વિકારો પરમપિતા અમારાં, ક્ષમા કરો સર્વ ભૂલચૂક અમારાં. ..... જય જય
'હેમંત' રચીત આ ગુણગાન તમારાં, ગાય છે સૌ ગૌતમગોત્રી તમારાં.
હે ઋષિવર કરો કલ્યાણ અમારાં, હે મુનિવર કરો સર્વ શુભમંગળ અમારાં. ..... જય જય



# હે ગૌતમગોત્રનાં કુળદેવી મારી માત

હે ગૌતમગોત્રનાં કુળદેવી મારી માત, માતા જગદંબિકા,
પસવાદળમાં થયાં સ્થાયી મારી માત, થઈને માતા શકટાંબિકા. .......હે ગૌતમ.
ગૌતમગોત્રીજનો લાગે તમને પાય, માતા શકટાંબિકા.
સ્વિકારોને તમે એમનાં પ્રણામ, માતા શકટાંબિકા. ...........હે ગૌતમગોત્રનાં
ગૌતમગોત્રીઓ છે તારાં બાળ, માતા શકટાંબિકા
તમે લેજોને એમની સંભાળ, માતા શકટાંબિકા..................હે ગૌતમગોત્રનાં
ભક્તો પૂજન કરે છે દિન ને રાત, માતા શકટાંબિકા.
સ્વિકારોને તમે એમનાં સંધ્યા-પાઠ, માતા શકટાંબિકા. .....હે ગૌતમગોત્રનાં
ભક્તો ભાવે ભજે છે તુજ નામ, માતા શકટાંબિકા.
પારે લગાડોને તમે એમનાં કામ, માતા શકટાંબિકા...........હે ગૌતમગોત્રનાં
ભક્તો સેવા કરે છે બારે માસ, માતા શકટાંબિકા
આપોને સુખ સંપત્તિનાં વરદાન, માતા શકટાંબિકા............હે ગૌતમગોત્રનાં
નત મસ્તકે નમે છે તારાં બાળ, માતા શકટાંબિકા
દ્યોને શુભ મંગળનાં તમે આશિર્વાદ, માતા શકટાંબિકા........હે ગૌતમગોત્રનાં
ગૌતમગોત્રીઓ ગાય છે તમારાં ગુણગાન, માતા શકટાંબિકા.
તમે કરજો સૌનું ભલું ને કલ્યાણ, માતા શકટાંબિકા...........હે ગૌતમગોત્રનાં
ભક્તો તરસે તારાં દર્શનને કાજ. માતા શકટાંબિકા.
દર્શન દ્યોને મારાં અંબિકા માત, માતા શકટાંબિકા.. ...........હે ગૌતમગોત્રનાં



# વંદન કરીએ ગૌતમ ઋષિને

[મહર્ષિ ગૌતમ વંદનાં]

વંદન કરીએ ગૌતમ ઋષિને, વંદન કરીએ સપ્ત ઋર્ષિને.
ગૌતમગોત્રનાં સ્થાપક તમને, ગૌતમવંશનાં મુનિવર તમને. ......વંદન કરીએ
દિર્ધતમસ મહર્ષિનાં સુપુત્રને, પ્રદ્વેશી માતાનાં લાડલાં સુતને.
અંગીરસ સુરુપાનાં પ્રપૌત્રને, માતા અહલ્યાનાં સ્વામિ પતિવરને. ...વંદન કરીએ
નોંધા, વામદેવ, શતાનંદનાં પિતાને, હનુમંત મૈયા અંજલીનાં પિતાને.
ગાર્ગ, શાંડિલ્યનાં ગુરુદેવને, ભારદ્વાજ પ્રાચિનાં મહા ગુરુવરને. ......વંદન કરીએ
ધર્મસુત્રનાં એ મહા રચિતાને, ગૌતમ શિક્ષાનાં પીઢ શિક્ષકને.
સામવેદી રાણાયણી સર્જક્ને, પિતૃમેધ સુત્રનાં મહા રચિતાને. ......વંદન કરીએ
ગૌતમ સુત્રનાં વિદ્વાન લેખકને, ન્યાયસુત્રનાં પિતાપરમેશ્વરને.
વેદ મંત્રોનાં દિર્ઘ દ્રષ્ઠા તમને, ગોત્રપ્રવર્તક મહા મહર્ષિને. ......વંદન કરીએ
ગૌતમીગંગાનાં પ્રણેતા મહાઋષિને, ત્ર્યંબકેશ્વરનાં મહા સાધક્ને.
ગૌતમ ગોત્રનાં ગુરુવરને, ગૌતમવંશનાં આદિવંશજ ગૌતમને. .......વંદન કરીએ

**त्वमेव पितृ च पितामह त्वमेव।**
**त्वमेव गुरु च महर्षि त्वमेव।।**
**त्वमेव सप्तर्षि च महर्षि गौतम त्वमेव ।**
**त्वमेव सर्वम मम गोत्रदेव।।**

# નમો નમો શકટંબિકે માત

નમો નમો શકટંબિકે માત, હે માતા અંબિકા,
નમો નમો શકટંબિકે માત, હે માતા નવદુર્ગા. ......... નમો નમો શકટંબિકે માત
પસવાદળવાળાં મોરી માત, માતા શકટંબિકા.
સપ્ત સવારી વાળાં મોરી માત, માતા શકટંબિકા. ... નમો નમો શકટંબિકે માત
ગૌતમકુળનાં કુળદેવી મોરી માત, માતા શકટંબિકા.
પાધ્યા પરિવારનાં કુળદેવી માત, માતા શકટંબિકા. ... નમો નમો શકટંબિકે માત
ગૌતમગોત્રીઓની લેજે તું સંભાળ, માતા શકટંબિકા.
પાધ્યા પરિવારની લેજે તું સંભાળ, માતા શકટંબિકા ..નમો નમો શકટંબિકે માત
ભક્તોનાં દુઃખ હરનારી મોરી માત, માતા શકટંબિકા.
ભક્તોનાં કષ્ટ હરનારી મોરી માત, માતા શકટંબિકા.... નમો નમો શકટંબિકે માત
ભક્તોનાં ભીડ હરનારી મોરી માત, માતા શકટંબિકા.
ભક્તોનાં વિઘ્ન હરનારી મોરી માત, માતા શકટંબિકા. નમો નમો શકટંબિકે માત
સેવકોનાં ભય દૂર કરનારી મોરી માત, માતા શકટંબિકા.
સેવકોનાં સંકટ હરનારી મોરી માત, માતા શકટંબિકા....નમો નમો શકટંબિકે માત
સેવકોનું કરજે સદા તું કલ્યાણ, માતા શકટંબિકા.
શાધકોને દેજે તું શુભ આશિર્વાદ, માતા શકટંબિકા.......નમો નમો શકટંબિકે માત
દીનદુખીયાંને દેજે ધન ધાન્ય, માતા શકટંબિકા.
સર્વ ભક્તોની લેજે તું સંભાળ, માતા શકટંબિકા ..........નમો નમો શકટંબિકે માત
'હેમ' હસ્તે લખાયાં છે તુજ ગાન, માતા શકટંબિકા.
પાયે લાગું તમને હું મોરી માત, માતા શકટંબિકા .......નમો નમો શકટંબિકે માત
ગૌતમગોત્રીઓનાં સ્વિકારો પ્રણામ, માતા શકટંબિકા.
પાધ્યા કુટુંબનાં સ્વિકારો નમકાર, માતા શકટંબિકા ....નમો નમો શકટંબિકે માત



# જય જય શકટાંબિકે માતા

જય જય શકટાંબિકે માતા, જય જય જય જગદંબે માતા.
જય હો જય ભીડભંજની માતા, જય હો જય હે ભાગ્યવિધાતા. ...... જય જય
જગ જનની શકટાંબિકે માતા, જગદોધ્ધારીણી જગદંબે માતા.
ઋષિવર મુનિવર તારાં ગુણ ગાતાં, જય હો જય અંબિકે માતા. ....... જય જય
ત્રણે લોકની ત્રીદેવી માતા, ત્રણ ભુવનની ભુવનેશ્વરી માતા,
દશવિદ્યા ને નવદુર્ગા માતા, ચંડી કાળી ને ભવાની માતા. ....... જય જય
દુષ્ટજનોની સંહારક માતા, સદજનોની સંરક્ષક માતા.
ધર્મીજનોની પાલક માતા, અધર્મીઓની વિનાશક માતા. ....... જય જય
હર સંકટોને હરતી માતા, હર વિકટોને દૂર કરતી માતા.
હર વિધ્નોને નિવારતી માતા, હર ભીડને દૂર કરતી માતા. ........ જય જય
હર દુઃખને હરતી માતા, હર કષ્ટને દૂર કરતી માતા.
હર પિડાને નિવારતી માતા, હર ચિંતાને દૂર કરતી માતા. ....... જય જય
પ્રેમ દયા કરુણા કરતી માતા, સ્નેહ વહાલ હેત કરતી માતા.
સુખ સંપત્તિ સંતતિ દેતી માતા, શાંતિ સંતોષ સર્વ દેતી માતા. ....... જય જય
શુભ મંગળ આશીષ દેતી માતા, ભક્તોનું ભલું કરતી માતા.
ભક્તોનું હિત જોતી માતા, ભક્તોનું સ્વસ્તિ કરતી માતા. ....... જય જય
તમે છો દાતા તમે છો ત્રાતા, આ યુગનાં તમે તારણહારા.
તમે છો શક્તિ તમે છો ભક્તિ, તમે છો શિવશક્તિ મહામાયા. ....... જય જય

**मंगलम शकटांबिकादेवी, मंगलम जगदंबिका ।**
**मंगलम नवदुर्गादेवी, मंगलाय महेश्वरी ।।**
**सर्वमांगल मांगल्यै, माते सर्वार्थ साधिके ।**
**शरण्यं नवदुर्गादेवी, शकटांबिकादेवी नमोस्तुते ।।**

# ગરબે રમે ગરબે રમે ગરબે રમે રે

ગરબે રમે ગરબે રમે ગરબે રમે રે, મારી શકટંબિકા માતા આજ ગરબે રમે રે.
ગરબે રમે ગરબે રમે ગરબે રમે રે, મારી નવદુર્ગા માતા આજ ગરબે રમે રે.
વહેલાં આવો વહેલાં આવો વહેલાં આવોરે, મારાં ગામનાં બ્રાહ્મણવીરા વહેલાં આવો રે.
પૂજાપો લાવો પાઠ લાવો પોથી લાવો રે, મારી શકટંબિકામાતાને માટે વહેલાં આવો રે.
.........ગરબે રમે ગરબે રમે ગરબે રમે રે
વહેલાં આવો વહેલાં આવો વહેલાં આવોરે, મારાં ગામનાં સુથારીવીરા વહેલાં આવો રે.
બાજઠ લાવો બાજઠ લાવો બાજઠ લાવો રે, મારી શકટંબિકામાતાને માટે બાજઠ લાવો રે.
વહેલાં આવો વહેલાં આવો વહેલાં આવોરે, મારાં ગામનાં મણિયારવીરા વહેલાં આવો રે.
ચુડલાં લાવો ચુડલાં લાવો ચુડલાં લાવો રે, મારી શકટંબિકામાતાને માટે ચુડલાં લાવો રે.
વહેલાં આવો વહેલાં આવો વહેલાં આવો રે, મારાં ગામનાં સોનીડાવીરા વહેલાં આવો રે.
ઘરેણા લાવો મુગટ લાવો જડ લાવો રે, મારી શકટંબિકામાતાને માટે ઘરેણા લાવો રે.
વહેલાં આવો વહેલાં આવો વહેલાં આવો રે, મારાં ગામનાં કંસારીવીરા વહેલાં આવો રે.
કળશ લાવો બેડાં લાવો થાળી લાવો રે, મારી શકટંબિકામાતાને માટે કળશ લાવો રે.
વહેલાં આવો વહેલાં આવો વહેલાં આવો રે, મારાં ગામનાં કુંભારીવીરા વહેલાં આવો રે.
ગરબી લાવો ઘટ લાવો કોડિયાં લાવો રે, મારી શકટંબિકામાતાને માટે ગરબી લાવો રે.
વહેલાં આવો વહેલાં આવો વહેલાં આવોરે, મારાં ગામનાં કાપડીયાવીરા વહેલાં આવો રે.
ચુંદડી લાવો ચાદર લાવો કપડાં લાવો રે, મારી શકટંબિકામાતાને માટે ચુંદડી લાવો રે.
વહેલાં આવો વહેલાં આવો વહેલાં આવોરે, મારાં ગામનાં દરજીડાવીરા વહેલાં આવો રે.
ચોળી લાવો ચણિયા લાવો ચંદરવો લાવો રે, મારી શકટંબિકામાતાને માટે ચોળી લાવો રે
વહેલાં આવો વહેલાં આવો વહેલાં આવો રે, મારાં ગામનાં લુહારીવીરા વહેલાં આવો રે.
ખડ્ગ લાવો ત્રિશુળ લાવો શસ્ત્રો લાવો રે, મારી શકટંબિકામાતાને માટે ખડ્ગ લાવો રે.
વહેલાં આવો વહેલાં આવો વહેલાં આવો રે, મારાં ગામનાં માળીડાવીરા વહેલાં આવો રે.
ફુલડાં લાવો હાર લાવો ગજરા લાવો રે, મારી શકટંબિકામાતાને માટે ફુલડાં લાવો રે.

# દર્શન આપો શકટંબિકે માત

દર્શન આપો શકટંબિકે માત, મારાં નયનો તરસ્યાં રે ..[૨]

અંતરની જ્યોતિ પ્રગટાવો, યુગ યુગ અંધારી રે..... .......દર્શન આપો

શુભ આશિષ તું જ્યારે આપે, પાંચ પળોમાં બધાં દુખ ભાગે.

કષ્ટ દરિદ્ર મટે તનને મનનાં, વિપત ઘણી દૂર ભાગે રે..... .......દર્શન આપો

શ્રદ્ધા સુમન તમને હું ચઢાવું, પાઠ પૂજા હું નિત્ય કરાવું.

સંધ્યા હવન અનુષ્ઠાન કરાવું, ભાવ ભક્તિથી રે..... .......દર્શન આપો

નીશદિન ગુણ તમારાં હું ગાઉં, આરતી શ્લોક ને છંદ હું ગાઉં.

નવદિન ગરબા રાસ રચાવું, તારી ભક્તિમાં રે..... .......દર્શન આપો

ધુપ દીપ નૈવેદ્ય ચઢાવું, છપ્પન વાનીનાં ભોગ ધરાવું.

પાંચ મધુરાં પકવાન પિરસાવું, તારી સેવામાં રે..... .......દર્શન આપો

નવ ધાન્યનાં નવ જ્વારાં ઉગાડું, નવઘટનાં હું સ્થાપન કરાવું.

સ્તુતિ, સ્તવન મંત્ર ને જપ હું કરાવું, આઠમે યજ્ઞ કરાવું રે. ........દર્શન આપો

નવદિન નીતનવાં ગરબાં ગવડાવું, ચાંદનીચોકમાં રાસ રચાવું

સગાંસંબંધી મોત્રોને બોલાવું, જગદંબેની જયજયકાર બોલાવું રે.. ... દર્શન આપો



# ખમ્મા મારાં શકટાંબિકા માત

ખમ્મા મારાં શકટાંબિકા માત, મારે ઘેર ક્યારે પધારશો ?
નીશદિન જોઉં છું તમારી હું વાટ, માં અંબિકા ક્યારે પધારશો ?
........ખમ્મા મારાં શકટાંબિકા માત
પૂજન કરતાં હવે મારાં હાથ દુઃખે છે, જપ જપતાં મારી આંગળિઓ સુજે છે.
દયા કરોને હે મારી માત, મારે દ્વારે ક્યારે પધારશો.
........ખમ્મા મારાં શકટાંબિકા માત
ભજનો ગાતાં મારું મુખડું દુઃખે છે, યાત્રા કરતાં મારાં પગો થાક્યાં છે,
કૃપા કરોને હે મારી માત, મંદિરે મારે કયારે પધારશો.
........ખમ્મા મારાં શકટાંબિકા માત
તારાં રટણથી હવે થાક લાગે છે, તારાં સ્મરણથી મારું દિલડું દ્રવે છે.
અનુકંપા કરોને મારી માત, મારે આંગણે ક્યારે પધારશો.
........ખમ્મા મારાં શકટાંબિકા માત
પ્રતિક્ષા કરતાં હવે મારી આંખો થાકી છે, રાહ તારી જોતાં હવે વૃદ્ધ થયો છું.
પરોપકાર કરોને મારી માત, મારે ગામ ક્યારે પધારશો.
........ખમ્મા મારાં શકટાંબિકા માત
તારાં કિર્તનથી કાનો બેરાં થયાં છે, તારી પ્રતિક્ષામાં શ્વાંસ થંભી રહ્યાં છે.
કરુણા કરોને મારી માત, મારે ધામ ક્યારે પધારશો.
........ખમ્મા મારાં શકટાંબિકા માત
મારી સર્વ ભૂલોને ક્ષમા કરીને, હવે આ રંક પર દયા કરીને.
દર્શન દ્યો ને શકટાંબીકા માત, મારે ઘેર વહેલાં પધારજો.
........ખમ્મા મારાં શકટાંબિકા માત



# ॐ जय शकटम्बिके मां

ॐ जय शकटम्बिके मां, मां जय शकटम्बिके मां !

भक्तजनों के संकट (२) ततक्षण दूर करे........ॐ जय....

तुम ही ब्रह्मा प्रिया हो, तुम ही सरस्वती मां ..(२)

ज्ञान विज्ञानकी देवी..(२) दया करो शारदा मां.....ॐ जय

तुम ही विष्णु प्रिया हो, तुम ही लक्ष्मी मां ..(२)

धन वैभव सुख तुम हो..(२) करुणा करो वैष्णवी मां.....ॐ जय

तुम ही महेश प्रिया हो, तुम ही पार्वती मां ..(२)

माया प्रेम करुणा तुम हो...(२) कृपा करो गौरी मां.....ॐ जय

तुम ही दशविद्या हो, तुम ही नवदुर्गा मां .. (२)

जग जननी भी तुम हो...(२) अनुकम्पा करो हे मां.....ॐ जय

तुम चौसठ योगीनी हो, तुम ही सप्तमातृका मां .. (२)

विश्वंभरी भी तुम हो...(२) ममता करो हे मां.....ॐ जय

गौतम गोत्रीको वर दे, सुख शांतिका हे मां .. (२)

ज्ञान धान्य धन सबसे...(२) झोली भरदे हे मां.....ॐ जय

हेम हस्त लीखी आरती, जो कोई गावे मां.. जो मनसे गावे

भव सागरको तैरके...(२) स्वर्गमें वो जावे.....ॐ जय

xxxxxxxxx

# धुन

भजले नाम नाम नाम भजले श्री शकटांबिकाका नाम ।

भजले भजले भजले भजले साधो जगदम्बाका तुं नाम ।

जय जय दुर्गा तेरो नाम, जय जय अंबा तेरो नाम ।

जय जय पार्वती तेरो नाम, जय जय ईन्द्राणी तेरो नाम । ..........भजले नाम नाम

जय जय वैष्णवी तेरो नाम, जय जय सरस्वती तेरो नाम ।

जय जय लक्ष्मी तेरो नाम, जय जय अंबिका तेरो नाम । .........भजले नाम नाम

जय जय भवानी तेरो नाम, जय जय भैरवी तेरो नाम ।

जय जय गायत्री तेरो नाम, जय जय सावित्री तेरो नाम । ..........भजले नाम नाम

जय जय सती तेरो नाम, जय जय काली तेरो नाम ।

जय जय दशविद्या तेरो नाम, जय जय चौशठयोगिनी तेरो नाम ।....भजले नाम नाम

# जय अम्बे अम्बालीके माता

जय अम्बे अम्बालीके माता, जय हो जय शकटम्बिके माता !

जय हो जय जगदम्बे माता, जय हो जय हे विश्वविधाता !

..... जय अम्बे अम्बालीके माता

तुम हो माता तुम हो पिता, तुमहीतो हो रक्तका अतुट सा नाता !

तुम हो भ्राता तुम हो बहना, तेरे बिना नही कोई स्वजन है दुजा

..... जय अम्बे अम्बालीके माता

तुम हो बंधु सखा भी तुम्ही हो , तेरे बिना नही कोई और हैं मेरा !

तुम हो जीवन मृत्यु भी तुम्ही हो, तुम ही तो हो सर्वस्व ही मेरा !

..... जय अम्बे अम्बालीके माता

सर्वज्ञ भी तुम हो सर्वव्यापक भी तुम्ही हो, सर्वशक्तिमान परमेश्वरी भी तुम हो!

आदी भी तुम हो मध्य भी तुम्ही हो. अंत भी तुम हो अनंत भी तुम हो !

..... जय अम्बे अम्बालीके माता

सर्जक भी तुम हो पालक भी तुम्ही हो, सृष्टिकी दाता विनाशक भी तुम हो!

अणु भी तुम हो परमाणु भी तुम्ही हो, कणकणमें बसी बस तुम ही तुम हो !

..... जय अम्बे अम्बालीके माता

तुम हो श्रद्धा तुम हो आस्था, तुम ही तो हो मेरे अंतरकी आत्मा !

तुम हो भक्ति तुम हो शक्ति, तुम ही तो हो मेरे जिवनकी मुक्ति !

..... जय अम्बे अम्बालीके माता



# जय अम्बे अम्बिके माता

जय अम्बे अम्बिके माता, जय हो जय शकटाम्बिके माता ।
जोभी कोई तेरे द्वार पे आता, खाली हाथ वो कभी नहीं जाता ।
.......... जय अम्बे अम्बिके माता
दुःखी हो तो वो महा सुख पाता. दर्दीका हर दर्द तुरंत मिटजाता ।
रंक हो तो वो महा वैभव पाता. निर्धन हो तो वो धन दौलत पाता ।
.......... जय अम्बे अम्बिके माता
अशक्त हो तो वो महा शक्ति पाता. भीरु व्यक्ति निर्भय हो जाता ।
दुर्बल हो तो वो महा बळ पाता. शत्रुओं पर वो विजयको पाता ।
.......... जय अम्बे अम्बिके माता
रोगी हो तो वो निरोगी बन जाता. कष्ट पिडीतका हर कष्ट मिटजाता ।
व्यथीत जनकी हर व्यथा मिट जाती. व्याधी ग्रस्तकी व्याधी चली जाती ।
.......... जय अम्बे अम्बिके माता
चिंतीत हो तो वो निश्चिंत बन जाता, भयभीतका हर भय मिटजाता ।
असफल हो तो वो सफलता पाता. जिवनमें सदा अपनां नाम कमाता।
.......... जय अम्बे अम्बिके माता
निर्दयी हो तो वो दयावंत बन जाता, स्वार्थी होतो वो परमार्थी बन जाता !
लोभी हो तो वो निर्लोभी बन जाता. कामी हो तो वो वैरागी बन जाता ।
.......... जय अम्बे अम्बिके माता
त्यक्ता हो तो वो प्रेमको पाता. निःसंतानको संतति सुख मिल जाता ।
अशांत मन चीर शांति पाता. अशंतुष्ट जीव सदा शंतुष्ट हो पाता ।
.......... जय अम्बे अम्बिके माता
अधर्मि हो तो धर्मनिष्ठ बन जाता, श्री मां भक्तिसे वो स्वर्गमें जाता ।
मां के चरनमें जो कोई श्रद्धासे आता, आध्यात्मिक बनके मुक्ति पाता !
.......... जय अम्बे अम्बिके माता

# हे श्री शकटंबिके माता

हे श्री शकटंबिके माता, करदो हमारा कल्याण ।
हे जग जननी अंबे माता, उतारो हमें ईस भवपार । .......... हे श्री शकटंबिके माता
तुम हो दयालु मैंया, तुम हो कृपालु मैंया !
तेरी करुणा हैं अनोखी अपरंपार । .......... हे श्री शकटंबिके माता
तुम हो प्रेमपर्वत मैंया, तुम हो स्नेहसरोवर मैंया !
तुम ही हो महामाया हे मेरी मात । .......... हे श्री शकटंबिके माता
प्रेमसुधा बरसादे मैयां, वर बरसादे तुं मैंया !
भकतकी झोली तुं भरदे हे मेरी मात । .......... हे श्री शकटंबिके माता
तुमरे चरणमें मैयां,, तुमरे शरणमें मैयां ।
आया हुं मैं तो त्यजके ये संसार ! .......... हे श्री शकटंबिके माता
तुम महाशक्ति मैंया, तुम महादेवी मैयां ।
महा महेश्वरी शकटंबिके मेरी मात । .......... हे श्री शकटंबिके माता
पूजा-पाठ न जानु मैया, अर्चना न जानु मैया ।
हवन न जानुं मैं हो मेरी मात । .......... हे श्री शकटंबिके माता
क्षमा करो मेरी मैया, दया करो मेरी मैया ।
पाये लागुं तोहे मैया मैं अनेकबार । .......... हे श्री शकटंबिके माता
अरज स्विकारो मैंया, प्रार्थना स्विकारो मैंया !
दर्शन द्यो हमें मैंया, तुम एकबार । .......... हे श्री शकटंबिके माता
हे मेरी कुलदेवी मैयां, मेरी आराध्यदेवी मैयां ।
करलो तुम हमारां अब स्विकार । .......... हे श्री शकटंबिके माता

**त्वमेव पार्वती, सरस्वती त्वमेव, त्वमेव महाक्ष्मी, इण्द्राणी त्वमेव ।**
**त्वमेव वैष्णवी, अंबीका त्वमेव, त्वमेव जगदम्बा सप्तमातृका त्वमेव ।**
**त्वमेव नवदुर्गा, दशविद्या त्वमेव, त्वमेव योगिनी गायत्री त्वमेव ।**
**त्वमेव महाशक्ति, महामाता त्वमेव, त्वमेव सर्वम शकटांबिका रुपेण ।**
**त्वमेव कुलदेवी, गोत्रमाता त्वमेव । त्वमेव सर्वम मम देवी देव ।**

# ॐ जय शकटांबिके गौरी

ॐ जय शकटांबिके गौरी, मैया जय जगदंबे गौरी ।
तुमको हर पल ध्यावत[२] हरी ब्रह्मा शिवजी । ............ ॐ जय
मांगमें सिंदूर शोभत, कुममुम तिलकधारी । ..मां ..[२ ].
चंद्रमुखि मृग नयनी [२], ज्योतिर्मय मुखधारी ! ............ ॐ जय
सोलहशणगार अति सोहे, नवरंग चुंदरीधारी । ..मां ..[२ ].
कानमें कुंडल शोभत[२], नाकमें हीरा नथनी । ............ ॐ जय
नवलख हार गलेमें, कंकण कर पर धारी । ..मां ..[२ ]..
बाजुबंध बहुं शोभे[२], अदभूत अलंकारी । ............ ॐ जय
शरपे मुकुट बहुं शोभे, नवरत्नों हीरांवाली । ..मां ..[२ ]..
पैरोंमें घुंघरुं घमके [२], अंबे आरासुरवाली । ............ ॐ जय
सप्त वाहनमें बिराजत, खडग त्रिशुलधारी । ..मां ..[२ ].
धनुष्य, चक्र, गदा हाथे [२], शंख कमलधारी । ............ ॐ जय
अष्ट भुजा आनंदी, सृष्टिकी तुम हो मांई ! ..मां ..[२ ].
तुम पालक तुम पोषक [२]. तुमहो रक्षक मां । ............ ॐ जय
महाशक्ति महामाता, पार्वती ईन्द्राणी मां । ..मां ..[२ ].
वैष्णवी सरस्वती लक्ष्मी, अंबा शकटांबिका मां । ............ ॐ जय
गौतम गोत्र कुलदेवी, जगजननी तुम मां । ..मां ..[२ ].
वरद हस्त उठाओ [२] आशिष हमें दो तुम मां । ............ ॐ जय
चौसठ योगिनीके रूपमें, प्रगट हुई तुम मां । ..मां ..[२ ].
नवदुर्गा मां भवानी [२], चामुंडा महाकाली मां । ............ ॐ जय
शुम्भ निशुम्भ विनाशीनी, महिसासुर मर्दीनी मां । ..मां ..[२ ].
दुष्ट दैत्य सभी कांपे, भूत प्रेत सभी भागे, देखके तुमको मां । ............ ॐ जय
भकतजनोंकी तुम रक्षक, शत्रु विनाशीनी मां । ..मां ..[२ ].
अपने शरणमें बिठाओ [२] सिंव्हासिनी माता । ........... ॐ जय
आधिव्याधि मिटाओ, हर दुख हरो माता । ..मां ..[२ ].
क्लेश कलहको मिटाओ [२], कष्ट मिटाओ मां । ............ ॐ जय
श्री शकटांबिकाकी आरती, जो कोई नरनारी गावे । ..मां ..[२ ].
कहत स्वस्तिकानंद स्वामि, सुख संपत्ति पावे, हर कैलाशे जावे । ............ ॐ जय

# પરિચય

શ્રી હેમંતકુમાર ગજાનન પાધ્યાનો જન્મ પહેલાંનાં મુંબઈરાજ્યનાં થાણા જીલ્લાનાં અને હાલનાં ગુજરાત રાજ્યનાં વલસાડ જીલ્લાનાં પારસીઓ નાં ઐતિહાસિક સ્થળ સંજાણ નજીક ખત્તલવાડા ગામે થયો હતો. સુરતની પી.ટી.સાયન્સ કોલેજમાં અભ્યાસ કરી દક્ષિણ ગુજરાતની વિશ્વવિદ્યાલયમાં રસાયંણ શાસ્ત્ર અને ભૌતિક્શાસ્ત્રમાં બી.એસ.સી.ની સ્નાતક પદવી પ્રથમ વર્ગમાં પ્રાપ્ત કરી હતી. ત્યારબાદ હાફ્કીન ઈંસ્ટીટ્યુટ, પરેલ, મુંબઈમાં અભ્યાસ કર્યાં બાદ વધુ અભ્યાસાર્થે ૧૯૭૬માં ઈંગ્લંડ આવ્યાં હતાં. પરદેશમાં આગમન બાદ અભ્યાસની સાથે સાથે તેમણે આર્ય ધર્મ, સંસ્કૃતિ, પરંપરા અને ભાષાને જીવંત અને જ્વલંત બનાવવાં અભિયાનમાં પોતાનો અમુલ્ય ફાળો પ્રદાન કરવાનાં શ્રી ગણેશ કર્યાં હતાં. તેઓ ઈંગ્લંડની કેટલીક સ્થાનિક સંસ્થાનાં સંસ્થાપક પ્રમુખ અને અન્ય રાષ્ટ્રીય અને આંતર રાષ્ટ્રીય સંસ્થાઓનાં સદસ્ય પણ છે. હિંદુ સ્વાતંત્ર્યવીર સ્મૃતિ સંસ્થાનમ નામે તેમણે સ્થાપેલ સંસ્થાએ ભારતનાં મહાન ક્રાંતિકારી સ્વાતંત્ર્યસેનાપતિ પંડિત શ્યામજી કૃષ્ણવર્મા અને તેમનાં પત્નીનાં અસ્થિકુંભોને તોંતેર[૭૩] વર્ષ પછી ૨૦૦૩માં ભારત લાવવાનાં ભગીરથ કાર્યમાં મહત્વનો અને અગત્યનો ભાગ ભજવ્યો હતો. આ ઉપરાંત ઈંગ્લંડમાં ક્રાંતિગુરુ રાષ્ટ્રપિતામહ પંડિત શ્યામજી કૃષ્ણવર્માના સંસ્મરણોને સજીવન કરી તેમનાં નામ અને કાર્યને સન્માનીત કરાવવમાં શ્રી હેમંતકુમારનું કાર્યસમર્પણ અને ભક્તિભાવ અપુર્વ અને અણમોલ છે.

વિદ્યાર્થીકાળથી લેખન કાર્ય શ્રી હેમંતકુમારનો શોખ રહ્યો છે. તેઓ કાવ્યો, ભજનો, શૌર્યગીતો નાં કવિ અને ધાર્મિક, રાજકીય અને સામાજીક નિબંધોનાં લેખક પણ છે. આપણાં સ્વસ્તિક પ્રતિક પર પ્રતિબંધ લાદવાનાં યુરોપની ધરાસભાનાં ધારાનાં વિરોધ કરવાં લખેલ લેખ '' હેન્ડઝ ઓફ આવર સેક્રેડ સ્વસ્તિકા' ઘણોજ પ્રખ્યાત છે. તેમણે સંસ્થાના સામાયિક પત્રોનું પ્રકાશન તેમજ પોતાનાં કાવ્યોનું પુસ્તક 'દર્દ' અને પોતાનાં લખેલાં રાષ્ટ્રવાદી ગીતોની ઑડિયો સીડી 'જય હિંદુત્વમ' પ્રકાશીત કરી છે. આ ઉપરાંત 'સત્યનારાયણની કથા', 'હિંદુ ધર્મ' અને 'સ્વામિ વિવેકાનંદ'નું સંક્ષિપ્ત જીવન ચરિત્ર, અને પંડિત શ્યામજી કૃષ્ણ વર્માનાં જીવન પર આધારીત સંપૂર્ણ રંગીન, દળદાર અને સર્વપ્રથમ ઐતિહાસિક ચિત્રજીવની '' ફોટોગ્રાફિક રેમેનિસન્સ ઓફ પંડિત શ્યામજી કૃષ્ણ વર્મા' પ્રકાશીત કરવાનો શ્રેય શ્રી હેમંતકુમાર ગજાનન પાધ્યાને ફાળે જાય છે. આ રીતે પરદેશમાં રહેવાં છતાં પણ શ્રી હેમંતકુમારે આપણાં ધર્મ, સંસ્કૃતિ, સાહિત્ય, રાષ્ટ્રપ્રેમ અને દેશભક્તિ જેવાં વિવિધ ક્ષેત્રોમાં પોતાનો અમુલ્ય ફાળો અર્પણ કર્યો છે.

